# શ્રી કચ્છી વીશા ઓશવાળ જ્ઞાતિને સંદેશો

અથવા

# કરમશીભાઈની કર્મ-કથા.



લેખક અને પ્રકાશક,

શા. રતનશી નેણશી-દુમરાકર.

આવૃત્તિ પહેલી.

સંવત ૧૯૭૧ — સન ૧૯૨૦

કીંમત—રૂપીઆ બે.

આ પુસ્તક મળવાનું ઠેકાણું,
શા. જેઠાભાઇ રતનશી મોમાયા.
બુકસેલર અને કમીશન એજંટ.
માંડવી પુલ ઉપર મુંબઇ નં. ૩.

---

આ પુસ્તક જાદવજી પિતાંબર ઠકકરે નં. ૯૩ પરેલરોડ લેડી
નોર્થકોટ હિન્દુ ઓફનેજ કે. એન. સેલર પ્રેસમાં
છાપ્યું છે અને રતનસી નેણસી ઢુમરાકરે
માંડવી દાણાબંદર ઘર નં. ૩૨ માંથી
પ્રસિદ્ધ કર્યું છે.

---

## શ્રીયુત ઠાકરશી ડુંગરશી નાણપુર (કચ્છ).

જન્મ—

સંવત ૧૮૯૬.



અવસાન—

સંવત ૧૯૫૮.

લક્ષ્મી આર્ટ, મુંબઈ.

# સમર્પણ.



## શ્રાદ્ધગુણ સંપન્ન પૂજ્ય પિતા તુલ્ય
## શિરછત્ર શ્રીયુત ઠાકરસી ભાઇ.

મારા કમ ભાગ્યે મારી લઘુ વયમાંજ આપ સ્વર્ગસ્થ થયા,
છતાં તે દરમ્યાન આપના તરફથી મને વાત્સલ્ય, સ્નેહવૃત્તિ,
સરલતા અને ધર્મશ્રદ્ધા વિગેરે ઉંચા પ્રકારના ગુણોનું
જે શિક્ષણ મળ્યું છે. જેનું સ્મરણ કરતાં અદ્યાપિ
આપના ભવ્યાત્મા તરફ મારી પૂજ્ય બુદ્ધિ
સદા જાગ્રત રહે છે. આપના અનુપમ
ઉપકારના સ્મરણ રૂપે આપનું
નિર્મળ નામ આ જ્ઞાતિ
ઉપયોગી પુસ્તક સાથે
મુબારક રાખી હું
કિંચત્ કૃત-
કૃત્ય થાઉં
છું.

લી.

ભવદીય લાલજી.

# માત્ર બે બોલ.



આજકાલ સુધારાના શિખરપર ચઢતા જમાનામાં આપણી જ્ઞાતિ કેટલાક રીત-રિવાજોથી જાણે પાતાલ તરફ ગમન કરતી હોય એવું ભાસે છે. આપણામાં એવો કોઇ જાહેર લેખક જાગ્યો નથી કે જે પોતાના લેખનબળથી જ્ઞાતિને તેમ કરતાં અટકાવે, તેમ તેવો કોઇ પ્રખર વક્તા પણ પાકયો નથી કે જે પોતાની વકતૃત્વ શકિતથી તેવા દુઃખ અને ત્રાસદાયક રિવાજોથી દુઃખી થતી જ્ઞાતિને બચાવે.

હાલમાં વાર્ત્તાઓ વાંચવાનો શોખ દિનપ્રતિ દિન વધતો જાય છે. સુધારણાના લેખો તરફ માત્ર અમુક વ્યકિત શિવાય લગભગ બધો જન સમુદાય નવલકથાઓના રંગમાં રંગાતો જાય છે.

જન સમાજનું આવું વલણ જોઇને આ કર્મકથાની યોજના કરવામાં આવેલ છે અને જ્ઞાતિને માટે તે ઉપયોગી થાય તેવીજ છે.

" गच्छतः स्खलनं क्वापि, भवत्येव प्रमादतः ।

हसंति दुर्जनास्तत्र, समादधति सज्जनाः " ॥ १ ॥

ફાગણની
અમાસ



प्रकाशकः

# અનુક્રમણિકા

નામ નોંધાવી ગ્રાહક થાઓ.

# કચ્છી વીશા ઓશવાળ જ્ઞાતિને વીનંતી

અથવા

# એક વિધવાની આત્મકથા.

આ પુસ્તક થોડાજ વખતમાં છપાઇને બહાર પડશે.

જેમાં પોતાના પાપી પિતાના સ્વાર્થના ભોગે નાનપણમાં રંડાઇને વિધવા બનેલ સરસ્વતીના ઉપનામથી ઓળખાતી એક બાળ વિધવા પોતાની વીતક વાત કહે છે અને તેમાં જ્ઞાતિનો આધુનિક ચિતાર બહુજ બારીકાઇથી અચ્છી રીતે વર્ણવે છે. કીંમત-અગાઉથી ગ્રાહક થનારને માટે રૂ. દોઢ પાછળથી રૂ. બે.

---

## રમુજી દૃષ્ટાંતમાળા—ભાગ ૧ લો.

આ પુસ્તકમાં વિદ્યાર્થીથી વૃદ્ધ સુધી દરેક માણસને આનંદ, અક્કલ અને બોધ મળે તેવી અનેક વાતોનો સમાવેશ કરવામાં આવેલ છે. કીંમત અગાઉથી રૂ. એક પાછળથી રૂ. દોઢ.

આ પુસ્તક પણ થોડાજ વખતમાં છપાઇને બહાર પડશે.

ઠેકાણું
શા. રવજી આણંદજી,
હાણુબંદર મસ્જીદ
બાઇડ, મુંબઇ. ૩.

લેખક અને પ્રકાશક,
શા. રતનશી નેણશી-દુમરાકર.

# શ્રી કચ્છી વીશા ઓશવાળ જ્ઞાતિને સંદેશો,

અથવા

# કરમશીભાઈની કર્મ—કથા.

## પ્રકરણ ૧ લું.

### જન્મ ભુમિ.

" जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी "

જનેતા અને જન્મભુમિ---એ સ્વર્ગ કરતાં પણ વધારે શ્રેષ્ઠ છે.

માંડવીથી દશેક કોશ દુર એક રમણીય ગામ આવેલું છે. જેને અત્યારે આપણે રામપુર એવા ઉપનામથીજ ઓળખીશું. ત્યાં ઘણાં ખરાં મકાનો જો કે દેશી ઢબનાજ છે, છતાં પાંચ દશ ઉંચા ગગનચુંબી મકાનોને લીધે દુરથી જોનારને તેનો દેખાવ એક સારા શહેર જેવો માલુમ પડે છે. વળી ચારે બાજુ આવેલ

વાડીઓની વૃક્ષઘટા તેની શોભામાં વિશેષ વધારો કરતી જણાય છે. એ ગામમાં બીજી વસ્તી કરતાં વીશા ઓશવાળ કોમની વસ્તી વધારે છે, અને તેમાં મોટો ભાગ ખેડુત વર્ગનો છે. જે પોતાની પરંપરાની જમીનની મીઠી પેદાશને લીધેજ સુખી હશે, એમ માનવામાં કોઇ પણ જાતની હરકત નથી. વળી ત્યાં સ્વર્ગના વિમાન જેવું અને પચાસ વરસનું પુરાણું એક જૈન મંદિર છે. તેની બાજુમાં એક ભવ્ય અને વિશાલ ઉપાશ્રય છે જે પાછળથી બાંધવામાં આવેલ છે. ગામની બહાર એક વિશાલ ચોગાનવાળી ધર્મશાળા આવેલી છે. જેમાં યાત્રાળુ અને આવતા જતા મુસાફરો પોતાના વાહન સહિત અંદર દાખલ થઇ વિશ્રાંતિ લઇ શકે છે.

એ ગામમાં વીશા ઓશવાળ જ્ઞાતિના એક પાંચા પટેલનું કુટુંબ હતું. પોતાના પિતા કોરશીભાઇના મરણ પછી તેણે પોતાની ન્યાયનિષ્ઠ ચાલાકીથી આબરૂ અને આબાદીમાં સારો વધારો કર્યો હતો. આથી તેનું ઘર અત્યારે એક સારી સ્થિતિનું ગણાતું હતું. જો કે પાંચો પટેલ પોતે એક મોટો વિદ્વાન ન્હોતો, પરંતુ તે એક વિચારશીલ તો હતોજ. પોતાની જ્ઞાતિની ગરીબાઇ અને અજ્ઞાન દશાનો વિચાર કરતાં તે પોતાની આંખમાંથી આંસુની ધારા વરસાવતો, ત્યારે પાસે બેસનારા એમજ સમજી લેતા કે—'અત્યારે પટેલને કંઇ અગાઉનું દુ:ખ સાંભરી આવ્યું લાગે છે. તેથી તે ઘણીવાર આવી રીતે આંસુ પાડે છે. એમ કોઇ કોઇવાર અમે જોયું અને સાંભળ્યું છે' પોતાની જ્ઞાતિના ગરીબ બંધુઓને તે પોતાની યથાશક્તિ ઉપરાંત મદદ કરતો—એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી. પોતે શ્રીમંત છતાં દાન શબ્દથી દુર

ભાગનારા લોકો માટે તે માત્ર દયાજ દર્શાવતો, અને કોઇવાર પોતે એમ પણ કહી દેતો કે :—'અમારી ધનસંપત્તિના અમે પોતેજ માલીક છીએ' એમ માનનારા લોકો ગંભીર ભુલ કરે છે. કારણ કે તેમાંના ઘણા લોકોને આપણે તેમની ધનસંપત્તિના એક રખવાળજ કહી શકીશું. પોતાની સંપત્તિને જ્ઞાતિ અને જન્મભુમિના ઉદય માટે છૂટા હાથે અને ખુલ્લા દિલે વાપરીને નામના મેળવનારા નરરત્નોનેજ આપણે તે સંપત્તિના માલીક તરીકે કહીશું." આવા અદ્ભુત વિચારો જ્યારે કોઇના સાંભળવામાં આવતા ત્યારે તે કબુલજ કરી લેતો કે 'પટેલ! તમારૂં કહેવું સત્ય અને દયાથી ભરપૂર છે.'

પટેલ પોતે માત્ર કહી બતાવનાર ન્હોતો, પરંતુ તે તેવાં જ્ઞાતિહિતનાં અને પરોપકારના કામો કરીને પણ બતાવતો હતો. આથી જ્ઞાતિમાં તેનું માન દિનપ્રતિદિન વધતું જતું અને તેથી પાંચ માણસોમાં તેનું વચન વજનદાર ગણાતું હતું. વળી દરબારી અધિકારીઓને પણ તેણે માનપાનથી એવા તો વશ કરી લીધા હતા કે જેથી ભોગ (ભાગ) વિગેરેના પ્રસંગે તેઓ ખેડુતો ઉપર કોઇ પણ પ્રકારનું દબાણ કરતા નહિ. અને તેથી તેવા પ્રસંગે ખેડુતો એ પટેલનેજ ઉપકાર માનતા.

એક બાજુ જ્યારે પટેલને આ જાહોજલાલીનો દાવ મળતો ગયો, ત્યારે બીજી બાજુ અચાનક તેની સ્ત્રી, માત્ર બેજ દિવસના પ્લેગના ભયંકર રોગમાં સપડાઇને તે સદાને માટે ચાલી ગઇ. આ વખતે પટેલની ઉમ્મર બાવન વરસની હતી. આ તેની ચોથી વારની સ્ત્રી હતી. પ્રથમની ત્રણ સ્ત્રીઓને કંઇ સંતાન થયું

ન હતું. આ સ્ત્રી લગભગ સોળ વરસ તેના ઘરમાં હતી. તે અત્યારે માત્ર એક પટેલનેજ વિરહ દુઃખમાં નાખી નથી ગઇ, પરંતુ પોતાના બે કોમળ બાળકોને પણ તે વિરહના તાપમાં તપાવતી ગઇ છે. ખરેખર! તે બિચારા કોમળ અને સરળ બાળકો પોતાની પ્રેમાળ માતાને વારંવાર યાદ કરીને કલ્પાંત કરતા હતા. ઘરમાં માત્ર એક પટેલની માતા દેમુ ડોસી હતી. તે તો બિચારી—'ઘડપણમાં ભગવાને આ દિવસ તે વળી કયાં દેખાડયો?' એમ ઉંચેથી બોલી પોતે રોઇ રોઇને બીજાઓને રોવરાવતી હતી. અને આ બાજુ પટેલ બોલાવવા આવતા માણુસોમાં રોકાયેલો, એટલે એ બિચારા પ્રેમી બાળકોને કોઇ ધીરજ આપનાર પણ ન્હોતું. તેઓ બિચારા રોઇ રોઇને જ્યારે થાકી જતા ત્યારે પોતાની મેળેજ કંઇ રમતમાં લાગી જતા, એટલે રોવાનું ભૂલી જતા. આવી રીતે આઠ દિવસ તેમણે કલ્પાંત કરતાં કહાડયા. ત્યારપછી પટેલને અવકાશ મળતો ગયો, એટલે તે માતૃ વિયોગી બાળકોને પોતાની પાસે બેસારીને ખાવા પીવાની તથા રમત ગમતની વાતોમાં તેમના મનને મશગુલ બનાવી દેતો જેથી તેમને વિયોગનું દુઃખ કંઇક વિસરવા લાગ્યું.

પટેલ જ્યારે પ્રથમ તેમને પોતાની પાસે બોલાવતો, ત્યારે તે કોમળ બાળકોને જોઇને તરત તેને પોતાની પ્રાણપ્રિયાનું સ્મરણ થતું. જો કે તે પોતાના વિરહાકુળ હૃદયને ઘણીવાર દબાવીજ દેતો, તથાપિ કોઇવાર તે દુઃખના આવેગથી તેના નેત્રોમાંથી બે ચાર આંસુના બિંદુઓ સરી પડતા, પણ તે તરત કપડાવતી લોહીને સાવધાન બની જતો. આ વિરહ દુઃખનો અશ્રુપાત કરવુએ

એકવાર પોતાની બારીક નજરથી જોઇ લીધો કે જે અત્યારે લગભગ દશ વરસનો હતો. કેસર કમ્મુ કરતાં માત્ર બે વરસજ નાની હતી. વાંચનાર સમજી શકયા હશે કે કમ્મુ અને કેસર એ બીજા કોઇ નહિ, પણ આપણા પટેલના તે માતૃવિયોગી બાળકો છે. માતૃવિરહના કલ્પાંતથી તેમનું શરીર બિલકુલ નિસ્તેજ થઇ ગયું હતું. કારણ, જમતી વખતે તેમને વ્હાલથી કોઇ ખવરાવનાર ન હતું. ન તો કોઇ તેમને પ્રેમથી ચુમ્મી દઇ પોતાના ખોળામાં બેસારી બે મીઠી વાત કરનાર હતું, પોતાના આંસુ લોહી લોહીને તેમના કપડાં બહુજ મેલાં થઇ ગયાં હતાં. મેલને લીધે તેમના શરીરનું સૌંદર્ય બધું હરાઇ ગયું હતું. હાથ, પગ અને મુખ પર મેલના થર બાઝી ગયા હતા, તથા સતત્ રોવાને લીધે તેમની આંખો સુજીને ચણોઠી જેવી લાલ બની ગઇ હતી. જ્યારે તેણે પ્રથમ પોતાના બાળકોની આવી સ્થિતિ જોઇ ત્યારે તેના મુખમાંથી એક શોકમય ઉદ્ગાર નીકળી ગયો—‘ એક દીવા વિના મારૂં ઘર આજે અંધકારમય બની ગયું છે.’ આ ઉદ્ગારની સાથેજ તેની આંખમાંથી આંસુ સરી પડ્યાં. તે વખતે કમ્મુ અને કેસર તેની પાસેજ બેઠાં હતાં. એવામાં કમ્મુને એક વાત યાદ આવવાથી તરત તે બોલી ઉઠયો— “ બાપા ! આજે દાદીમા કહેતા હતા કે—‘ હવે તમારી નવી મા આવશે, તે રોજ તમને સારૂં સારૂં કરીને ખવરાવશે અને રમાડશે. માટે હવેથી તમે રોઇને અમને રોવરાવશો નહિ.’ શું બાપા ? એ વાત ખરી છે કે ? કયારે મારી નવી મા આવશે ? બાપા ! હવે તેને જલ્દી બોલાવી લ્યો એટલે અમને સારૂં સારૂં ખાવાનું તો મળે.

આજે આઠ દશ દિવસ થયા અમને કાંઇ ખાવાનું કે રમવાનું ભાવતું એ નથી કેમ કેસર! આપણી નવી મા આવે તેમાં તું રાજી ખરી કે નહિ?' નવી માનો કાયદો કેવો કડક હોય, તે આ બિચારા નિર્દોષ બાળકો શું સમજી શકે? તેના એક એક બોલમાં કેટલું ઝેર ભરેલું હોય છે તે આ કોમળ બાળકોના ખ્યાલમાં કયાંથી આવે? એ તો બિચારા માત્ર માતાના નામપરજ ફીદા.

કમ્મુનો એક એક બોલ સાંભળતાં પટેલની વ્યાકુળતા વધતી જતી હતી. તેનું બોલવું સમાપ્ત થાય ત્યાંસુધી તે પોતાના વ્યાકુળ હૃદયને બલાત્કારથી દબાવી બેઠો હતો તેના અંતરની વિશેષ વ્યાકુળતાનું ખરૂં કારણ એ હતું કે—વિદાય થતી વખતે તેની વ્હાલીએ પોતાના બે બાળકોને પોતાની પાસે બોલાવી તેમને એક મીઠું ચુંબન કરતાં તેની આંખમાંથી આંસુની ધારા વહી નીકળી. આ વખતે પટેલ પણ તેની પાસેજ બેઠો હતો અને આ બધું તે પોતાના દુ:ખી દિલથી જોયાજ કરતો હતો. પછી તેણે પોતાના કોમળ બાળકો તરફ વારંવાર દૃષ્ટિ ફેરવતાં પટેલને ઇસારતથી પોતાની નજીક બોલાવીને તેના કાનમાં તેણે કંઇક ગુપ્ત વાત કહી. બસ! આ છેલ્લી વાત કરતાં કરતાં તેનો આત્મા આ ખલકનો ખેલ પૂરો કરીને પરલોકમાં ચાલ્યો ગયો. પોતાની સ્ત્રીએ જે ગુપ્ત બોલ કહ્યા હતા, તે અત્યારે ક્ષણે ક્ષણે પટેલના વિરહી હૃદયમાં ઉછળી રહ્યા હતા, અને તેથીજ તે વધારે ને વધારે વ્યાકુળ બની જતો હતો. પાઠક! તેની અર્ધાંગના એવી તે શી ગુપ્ત વાત તેના કાનમાં કહી ગઇ છે, કે જેથી તે અત્યારે વ્યાકુળતાના વેગમાં તણાતો જાય છે? તેણે કહ્યું હતું કે 'નાથ! આ

છેલ્લી જીંદગીના છેલ્લા દિવસો જો સુખ, શાંતિ અને આરોગ્યથી પસાર કરવા હોય, તો હવે તમે લગ્નના ફંદમાં ફસાશો નહિ, અ.........' આ કરતાં વિશેષ તે બોલવા જતી હતી, પણ કંઠ રૂંધાઇ જતાં તે અવાચક જેવી બની ગઇ અને તરતજ તે ગતપ્રાણા થઇ ગઇ.

વ્હાલા વાચક! પોતાની સ્ત્રીનો આ એક ભેદી બોલ શું પટેલથી પાળી શકાશે? પોતાના મૃતપતિની પાછળ સ્ત્રીઓ જેમ વૈધવ્ય જીવન ગુજારતાં સતી થઇને રહે છે, તેમ પોતાની મૃતપત્નીની પાછળ કેટલા પુરૂષો સતા થઇને રહ્યા છે? આ ઉપરથી આપ સમજી શકશો કે સ્ત્રીઓ અને પુરૂષોના પ્રેમમાં કેટલો બધો તફાવત છે?

જુઓ, પટેલના હાથમાં અત્યારે સંપત્તિ અને સત્તા છે. તેની અવસ્થા માત્ર હજી બાવન વરસનીજ થઇ છે. જો તે પોતે ધારે તો થોડી ઘણી જડ લક્ષ્મીનો વ્યય કરીને પણ તેના બદલામાં તે સજીવન લક્ષ્મી જેવી સોળ વરસની સુંદરીને પોતાના ઘરમાં લાવી શકે તેમ છે. તેની સ્ત્રીના મરણને આજ લગભગ એક મહિનો થવા આવ્યો, છતાં તેણે હજી કંઇ તેવા પ્રકારની હીલચાલ કરી હોય એમ લાગતું નથી. તે અત્યારે કેવી વિચારમાળા ફેરવે છે. તે તો તેનો અંતરાત્મા કે પરમાત્મા જાણે પરંતુ નવરાશના વખતમાં તે અત્યંત ઉંડા વિચારમાં ગરકાવ થઇ કોઇ અગત્યની બાબતનો જાણે કંઇ નિર્ણય કરતો હોય—એમ તેના હસ્ત સંકેતપરથી સમજી શકાતુ હતું.

---

## પ્રકરણુ ૨ જું.

### વૃદ્ધલગ્નનો સંવાદ ઉર્ફે કન્યા એજન્સી.

એક દિવસે શાંત રાત્રિના સમયે પટેલ જ્યારે પોતાની બેઠકમાં બેઠો બેઠો એજ વિચારોની માળા ફેરવતો હતો અને લગભગ તે પોતાના ચોક્કસ નિશ્ચયપર આવી ગયો હતો. તે વખતે એક દલાલ આવીને ત્યાં દાખલ થયો, કે જેણે લક્ષ્મીના લોભથી અનેક બુઢ્ઢાઓને કામના કીડા બનાવી તેમની પાસેથી મન માનતી લક્ષ્મી પડાવી સંખ્યાબંધ અબળાઓના દીવ્ય જીવન ધૂળધાણી કરી દીધા. તેમના ગુપ્ત શ્રાપરૂપ ધગધગતી અગ્નિનો વરસાદ તેનાપર મુશળધાર વરસતો હોવા છતાં કોણ જાણે શા કારણથી તે અદ્યાપિ નિર્ભય થઇને ફરી શકે છે? શું તેના પુણ્ય હજી અવશેષ હશે? અથવા કુદરતથી પણ તે પ્રચ્છન્ન થઇને ફરતો હશે? આમાં આંતરિક રહસ્ય શું છે, તે અમે સમજી શકતા નથી. તેની તનતોડ મહેનતનો બદલો વખતસર કુદરત તેને આગળપર આપે, તો કોણ જાણે? દાખલ થતાંજ તેણે જરા સભ્યતા દર્શાવીને પોતાની વાગ્ધારા શરૂ કરી :—

"પટેલ, આપનો ઘરભંગ થયો તેથી આપના દિલને બહુજ દુઃખ લાગ્યું હશે, પણ કુદરતની મરજી આગળ મનુષ્યની મરજી કંઇ કામજ આવતી નથી. આપણી જ્ઞાતિમાં એવા ન ઇચ્છવાજોગ બનાવો ક્યાં ઓછા બને છે? તેમ છતાં પણ ઘણા ખરા પૈસાના બળથી ફરી લગ્ન કરી પોતાના ઘરને જેવું હતું તેવું પાછું બનાવી

લે છે. શું કરે ? વૃદ્ધ થયા છતાં પુરૂષો કાંઇ સ્ત્રીઓની જેમ ફરી લગ્ન ન કરવાને માટે થોડાજ બંધાયેલા છે ? માટે શેઠજી ! એક વધામણી આપું, તે સાંભળીને મને રાજી કરો.” દલાલની દલીલ સાંભળીને પટેલ સમજી ગયો કે ‘ ગરીબ ગાય જેવી કુમારિકાઓ પર છુરી ચલાવવાનો ધંધો તે ઘણીવાર કરી ચૂક્યો છે. એટલે આજ પણ તે પોતાની એજ મુરાદ પાર પાડવા અહીં આવ્યો લાગે છે.’ એમ વિચાર કરીને પટેલ બોલ્યો કે :—

“ દામા કુદરતના કાયદા પ્રમાણે કહો કે શાસ્ત્રના નિયમ પ્રમાણે કહો, પણ જેમના હાથમાં સત્તા છે, તેમના પર તેટલીજ જવાબદારી રહેલી છે. એક રાજપુત્રને રાજ્યની સત્તા મળી એટલે શું તે ગમે તેવો અન્યાય કરીને પ્રજાને સતાવે એ કયાંનો ન્યાય ? સ્ત્રી ઉપર જેમ તેના ધણીની સત્તા છે, તેમ તેનું ભરણ પોષણ અને રક્ષણ કરવાને માટે પણ તે જવાબદાર છે. સ્ત્રીઓ કરતાં પુરૂષોને વધારે છુટ આપવામાં આવેલ છે, એટલે શું પોતાની મરજી પ્રમાણે એ છુટ કે સત્તાનો ગેરઉપયોગ કરે, તો તેઓ જવાબદાર નથી એમ ? દામા ! આવી ખોટી યુક્તિઓના જોરથીં તું તારો માત્ર એક સ્વાર્થજ સાધવા બેઠો છે. પણ બિચારી અબળાઓની શી વલે થાય છે, તેનો કંઇ વિચાર કર્યો છે ? ” પટેલ આગળ દામાની આ એક દલીલ તો જમીનદોસ્ત થઇ ગઇ, છતાં તે પોતાનું લુંગળું બંધ કરીને બેસી રહે તેવો ન્હાતો. તરત તે પોતાની આશાની ઇમારત બાંધતાં બોલ્યો:—

“ પટેલજી ! મારી ધારણા પ્રમાણે આજકાલ આપની મતિની ગતિમાં કોઇ અજબ પ્રકારનો જબરો ફેરફાર થઇ ગયો

હોય, એમ લાગે છે. આપ તો હવે જવાબદારી અને જોખમદારી જેવી નવા જમાનાની ઇલેકટ્રીક યુક્તિઓને અજમાવવા મંડી પડયા છો. પણ સાહેબ! એ ઇલેકટ્રીક લાઇટવાળી આપની યુકિતઓ અત્યારે કયા પુરૂષને ગમે તેમ છે? કુદરતે પોતે પુરૂષોની સગવડની ખાતરજ સ્ત્રીઓને પેદા કરી છે. વળી આજકાલ કેટલાક લોકો તો સ્ત્રીઓને સંતતિ મશીન યા સંતાનયંત્ર એવા એવા ઉપનામોથી ઓળખાવે છે. આપણા જૈનસાધુ સત્યેંદ્રવિજય એક દિવસે પોતાના ભાષણમાં કહેતા હતા કે—"स्वार्थभ्रंशोहि मूर्खता" એટલે 'વખત આવે જે લોકો પોતાનો સ્વાર્થ સાધી લેતા નથી. તેઓ ઘણે ભાગે એક જાતની મૂર્ખાઇજ કરે છે.' વળી જુઓ, સ્ત્રી એ ઘરની અનુપમ શોભા છે. તે ખાસ કરીને ઘરના અલંકારરૂપજ છે. પુરૂષો પણ તેના યોગેજ સારા ગણાય છે. સગા સંબંધીઓનો સંબંધ અને ઘરનો વ્યવહાર સાચવવામાં બહુ ભાગે સ્ત્રીજ પાઠ ભજવે છે. માટે શેઠ! એ ઘડીનાં શમશાની વૈરાગ્યના પતંગી રંગમાં રંગાઇને બાકીની આ છેલ્લી જીંદગીને દુઃખના એક નમુનારૂપ ન બનાવો."

પટેલ:—"દામા! આ શબ્દોપરથી તારા પડતીના પાસા હવે બહુજ પાસે આવ્યા હોય એમ લાગે છે. 'વિનાશકાલે વિપરીત બુદ્ધિ' તારો પાસે આવતો વિનાશ કાળજ તને આવી અધમ પ્રવૃત્તિમાં ઉતારે છે. સ્વાર્થના સડાથી ગંધાતી તારી એ કલ્પનાને પુનઃ મુખમાં લાવી તેનો પ્રત્યુત્તર આપતાં હું મારા મુખને મલીન કરવા માગતો નથી. છતાં તારા આ લાંબા પહોળા વર્ણનનો જવાબ માત્ર એક ટુંકા વાકયમાંજ સાંભળી લે. શાણા અને સમજુ સજજનો

કહી ગયા છે કે-' જે વસ્તુ જે કાલે પોતાની પ્રકૃતિને પ્રતિકૂલ કે અઘટિત હોય, તે વસ્તુ ગુણકારી હોવા છતાં અજ્ઞાનના ઉછાળાથી કે લોકોમાં પોતાનું અહંપણું દેખાડવાની ખાતર પણ જો તેનો સ્વીકાર કરવામાં આવે, તો તે વસ્તુ માત્ર તેને નુકસાન કર્તા થાય એટલુંજ નહિ, પરંતુ વધારામાં તેની મૂર્ખાઇપર લોકોને હસવાનું મળે છે. ' દામા ! જો, અત્યારે મારી બાવન વરસની અવસ્થા થઇ પચાશ ઉપર વનમાં જવું અને ઘર તજીને વનમાં જવું-એ બંને સરખુંજ છે. હવે ઉતરતા બળની અવસ્થા આવી. વળી આજ-કાલના આપણા નાજુક અને તકલાદી શરીરના બાંધા તરફ જો વિચાર કરવામાં આવે, તો ચાલીશ વરસની અવસ્થા ઉપર પુરૂષે લગ્ન કરવાનું બંધ રાખવું જોઇએ. પરંતુ આ ઉપયોગી સૂચનાનો કોણ સ્વીકાર કરે છે ? આ બાબતમાં ' માત્ર વિષય વેગની તીવ્ર અભિલાષા ' એ એકજ હેતુ સમાયેલો છે. વળી તેમ કરતાં પણ તેમનો તે હેતુ કાંઇ પાર પડી શકતો નથી. કારણ કે મરણ પથારીએ પહોંચતાં સુધી પણ પુરૂષને વિષયની વાસના મૂકતી નથી. યુવાનીના પૂર વેગમાં વિષયના પૂરતા સાધનો હોવા છતાં પણ જ્યારે મનને તૃપ્તિ ન થઇ, તો મોતની અણીપર આવેલા અને પાંજરા-પોળના બળદ જેવા ડગમગતા શરીરથી તે તૃપ્તિ શું થવાની હતી ? દામા ! પોતાનો દોષ કોઇ જોઇ શકતું નથી. "

દલાલ:—" અહો શેઠ ! આ ઉછળતા વૈરાગ્યની ગદાથી તો રખે આપ સંસારના ભૂકેભૂકા ન કરી નાખો. બહુ સારી વાત છે, શેઠ ! આપ જો ભસ્મ ચોળીને ગિરનારી જોગી બની જશો, તો આ દામો આપનો ચેલો થઇને ચરણ-શરણમાં હાજર રહેશે,

એટલે પછી બધાં પાપ પોબારા ગણી જશે. કેમ યોગિરાજ! આપના ચરણુમાં મને શરણુ આપશોને? પટેલ! જુઓ વાતવાતમાં તમે મારાપર એક સિંહની માફક તૂટી પડો છો, એ બહુજ અયુક્ત થાય છે. હું એવી તે શું ખોટી પ્રવૃત્તિ કરૂં છું? જુઓ, મેં આપના જેવા કેકના ભાંગેલા ઘર ઉભા કરી દીધા છે. હજી બે વરસ ઉપરજ પાકા સાઠ વરસના ભારૂ કારાણીને છઠ્ઠી વાર વરરાજા બનાવી દીધો. તેને ઘેર આજ છ મહિનાનું છોકરૂં રમત કરે છે. વળી દોઢ વરસ ઉપર સવાસીત્તેર વરસના આપણા શાણા સામતભાઇને સાતમીવાર લગ્નનો લ્હાવો લેવાની લગની લાગી. તેને સવાસત્તર હજાર કોરીમાં એક સવાસત્તર વરસની સુંદરીનો સાથી બનાવી દીધો. તે બાઇને પણ છોકરૂં આવનાર છે—એમ વાત સાંભળી છે. હવે અમારા સ્વાર્થની બાબતમાં તમે જે ગુસ્સો લાવીને પેલા સુરતી હૉટલની ચ્હા જેવા ગરમાગરમ થઇ જતા હો, તો તેમાં પણ આપનીજ ગફલત છે. કારણ કે અમે કાંઇ આખોને આખો લાડવો ગપ દઇને ગળી જતા નથી. અમને તો કન્યાના બાપ તરફથી સેંકડે માત્ર પચીસ ટકા કમીશન શિવાય એક ખોટી બદામ પણ મળતી નથી. તેમાં પણ જો કન્યા બ્યુટિફુલ (ખુબસુરત) હોય, તો પચીશ ટકા કરતાં પણ અમને ઓછુ કમીશન મળે છે. છતાં તેના દામ મન માનતા આવે, એટલે અમારી મહેનત પૂરતું અમને મળી રહે. હમણા કમીશન એજંટો બહુ વધી પડયા છે. એ બીન જોખમી ધંધો ચલાવવાને આજે દર વરસે કેટલાએ ઉમેદવારો બહાર આવે છે. એમ છ મહિના સુધી પૂરતો વિચાર કરીનેજ મેં આ કન્યાએજન્સીનું

કામ હાથમાં લીધું છે. કન્યાએજન્સીનું કામ હાથમાં લેતાંજ કન્યાની આશામાં નિરાશ થઇ બેઠેલા જ્ઞાતિના કેટલાક બુઢ્ઢાઓના અને ભક્ષક તરીકે રક્ષકનો દાવો ધરાવતા કેટલાક શુલ્કભક્ષી શયતાનોના એટલા બધા કાગળો અને સંદેશા મારી ઉપર તુટી પડયા કે તે જોઇનેજ હું અજબ થઇ ગયો. આથી મને જે આ એજન્સીના નિભાવ માટેની એક મોટી ભયંકર શંકા હતી, તેતો તદન નાબુદજ થઇ ગઇ. આ એજન્સી ખોલતાંજ આટલો બધો હરોરો પડશે, એવી સ્વપ્ને પણ મને આશા ન હતી, પણ જ્યારે 'મહેરબાન પરોપકારી દામાભાઇ, બુઢ્ઢાઓના બળની કદર કરનાર દામાભાઇ, વૃધ્ધોની વ્હારે ચડનાર દામાભાઈ, શુલ્કભક્ષી શયતાનોને સહાય આપનાર દામાભાઇ, જ્ઞાતિમાં કન્યા એજન્સીની ખોટને પૂરી કરનાર દામાભાઇ, બાળવિધવાઓના વસ્તી પત્રકને ઉત્તેજન આપનાર દામાભાઈ, રડતી કકળતી બાળવિધવાઓના ગુપ્તશ્રાપ રૂપ બાણોના .વરસાદમાં પણ બહાદૂરીથી આગળ વધનાર દામાભાઈ, નવીન જમાનામાં નવીન ખાતું ખોલી પૂરતા કમીશનથી કામ કરનાર દામાભાઇ, બુઢ્ઢાઓને બત્રીશી બંધાવી ચોરીએ ચડાવનાર દામાભાઇ, રક્ષકોને ભક્ષકનો માનવંતો ખેતાબ અપાવનાર દામાભાઇ, ઘણા વખતથી બુંઠા થઇ ગયેલા કન્યાવિક્રયરૂપ છોડવાને પાણી પાઇને નવ પલ્લવિત અને પુષ્પિત બનાવી તેમાં ઝેરી ફળ પેદા કરનાર દામાભાઈ, જ્ઞાતિના કેટલાક હેવાનોને પૈસા પેદા કરવાનો એક નવીન પ્રકારનો ધંધો બતાવનાર દામાભાઈ, લક્ષ્મી જેવી સજીવન મૂર્તિઓના મનમાનતા દામ અપાવનાર દામાભાઈ,

કન્યાઓના હૃદયની નાખુશી છતાં બલાત્કારથી તેમને બુઢ્ઢાઓના બારણે પહોંચાડનાર દામાભાઈ'—ઇત્યાદિ ઇત્યાદિ રજીસ્ટર કાગળો અને સંદેશા મારફતે આ ખાટામીઠા વિશેષણોનો વરસાદ મારાપર તૂટી પડયો. ત્યારે મને ખાવાપીવાનું પણ ભાન રહેતું નહિ. હું મારા મગજની મગરૂરીમાંજ મસ્ત થઇને ચોગણા ઉમંગથી કામ કરવા લાગ્યો. પરંતુ એક શંકા મને કોઇ કોઇવાર સતાવતી હતી. તે એ કે—' હું પોતે એકલો આ એજન્સીનું કામ નિભાવી શકીશ કે નહિ? કદાચ મારા જેવો બીજો કોઇ બહાદુરીથી આગળ વધીને આવી એજન્સી ક્યાં ખોલી દે, તો મારા નામ અને દામપર પાણી ફરી વળે. વળી આવા વિશેષણોના મને જે વધામણા આવે છે તેમાંથી પણ તે બરાબર ભાગ પડાવ્યા વિના રહેજ નહિ. એ દેખીતી રીતે મારાથી કેમ સહન થઇ શકે? તેમ આ કામ ગુપ્ત રહી શકે તેવું પણ નથી માટે એવો કોઇ રસ્તો શોધી કહાડું કે તેઓ આ બાબતમાં માથુંજ મારી ન શકે.' એમ ધારીને કન્યાએજન્સીનું નામ મેં રજીસ્ટર કરાવી લીધું. તે પછી થોડાજ વખતમાં મેં બે ચાર કામ એવા તો પાર ઉતારી દીધા કે જેથી જ્ઞાતિની શ્વેત સોસાઇટીમાં ઘણે ઠેકાણે મારી વાહ વાહ બોલાવા લાગી. શેઠ, વધારે શું કહું પણ એ વાહવાહના પોકારો ચોરા કે ચૌટામાંથી પસાર થતાં મેં પોતે જાતે સાંભળ્યા છે. ત્યારપછી મારા અંતરમાં એવો તો દૃઢ નિશ્ચય થઇ ગયો કે કન્યાએજન્સી એ આજકાલ એક બહુજ ઉપયોગી ખાતું છે. તે ઉભય પક્ષના એક આશીર્વાદરૂપ છે, તેમાં પણ શ્વેતસોસાઇટી તો વાટે ને ઘાટે

મને પ્રેમ-પુષ્પોથી વધાવે છે. કહો, શેઠ! આટલું બધું મહત્વનું કામ મેં માથે લીધું, છતાં તમે મને એક તુચ્છ ગણીને કહાડી નાખો છો. એજન્સીનું કામ એક અખૂટ આશીર્વાદરૂપ હોવા છતાં 'તે અતિશય અધમાધમ છે' એમ તો આજ પહેલીજવાર મેં આપના મુખથી સાંભળ્યું. શું ત્યારે દિનપર દિન વધતા જતા એજન્ટો બધા નરકનાજ અધિકારી સમજવા કે? વાહ, સાહેબ! આપશ્રીએ તો આજે મને બહુજ મીઠી સાબાશી આપી. શેઠ! વધારે શું કહું? આપની અગાઉની સચ્ચાઇમાં હમણા બહુજ કચ્ચાશ થઇ ગઇ હોય, એમ લાગે છે અને તેને માટે પેલા કાલસ્વરૂપી કળિકાળને દોષ દઇએ, તો શું ખોટું?"

પટેલ:—"દામા! તારૂં અંતર હમણા આશાના અંધકારમાં તણાઇ ગયું છે એટલે ભેંસ આગળ ભાગવત જેવું આવી બન્યું છે. પરંતુ આ તારા જાલીમ જુલમોરૂપ દારૂખાનાને શું કુદરત ફોડયા વિના રહેશે? અને યાદ રાખજે કે પ્રથમ તો તે તનેજ બાળીને ખાખ કરશે. ત્યારપછી પેલા શુલ્કભક્ષી તાતરાક્ષસોને બાળી બાળીને સતાવશે. દામા! તું પેલા ચોરીએ ચડવાને તલપી રહેલા ખાખી પૂતળાઓના અને પેલા શયતાનોના રજીસ્ટર કાગળોમાં ઉભરાઇ જતા વિશેષણોને વખાણરૂપ માનીને રખે અભિમાનના પ્રચંડ પર્વતપર ચડી જાય. કારણ કે તે તારાં વખાણના વિશેષણો નથી, પણ તારા ક્રૂર પાપાત્માના તે જુદા જુદા ભીષણ ફોટા છે. વળી સફેત દાઢીવાલા પેલા બુઢ્ઢાઓના સત્કારોથી રખે તું ફૂલીને ફાંકડો બની જાય. તે સત્કારો નથી, પણ તારે માટે તે એક જાતના ફિટકારોજ છે. પેલી શ્વેત-

સોસાઇટીના વાહવાહના પોકારો તને એક વખત તોબાહ તોબાહના પોકારો કરાવશે. અન્ય એજન્સીઓના એજંટો આમ તારી જેમ કન્યાઓને માટે અગ્નિના કુંડો તૈયાર કરીને તેમાં તેમને હોમતા નથી. તેઓ સજીવન મનુષ્ય અને તેમાં પણ અબળાઓને રીબાવી રીબાવીને મારવાનો ધંધો કરતા નથી. હું તો વિધાતાની પણ એક ગંભીર ગફલતજ સમજું છું. કારણ કે માંસાહારીઓ તથા ક્રુર કસાઇઓને માટે જેમ તેણે સાતમી નરક તૈયાર કરી છે, તેમ તારા જેવા કન્યા એજન્સીના માલીકોને માટે તથા એ એજન્સીને ઉત્તેજન આપનારા શયતાનો માટે જો એક એલાયદી આઠમી નરક તૈયાર કરી રાખી હોત, તો તેની ચતુરાઇ ગણાત. દામા! તું ગમે તેવો ચાલાક છે પણ હવે તારો કાળ પાસે આવ્યો હોય એમ મને લાગે છે. 'અતિ બહુ વખત ન ચાલે' એ ન્યાય હવે તારી ઉપરજ ઉતરશે. કુદરતની કોર્ટમાં અંધેર નથી. ગરીબ ગાય જેવી બિચારી અબળાઓ ઉપર સીતમ ગુજારવામાં તેં જે એક પ્રકારની બહાદુરી વાપરી છે. તે બાળ વિધવાઓના ગુપ્ત શ્રાપ તારા રોમેરોમમાં કીડારૂપે આવીને તને તારા કાતીલ કૃત્યોની યાદી અપાવી તારા જામેલા રક્તને તે ચૂસી ચૂસીને તને સતાવશે. અધર્મ અને અન્યાયનો ઇન્સાફ દુનીયામાં કોને મળ્યો નથી? જ્ઞાતિમાં દાખલ થયેલા રાક્ષસી રિવાજોને નાબૂદ કરવાને બદલે ઉલટા સતેજ કરનારા તારા જેવા નરપિશાચોને કુદરતે શા માટે પેદા કર્યા હશે? દામા, જ્ઞાતિના આગેવાન ગણાતા શ્રીમંતોને ભલે પોતાની જ્ઞાતિનું અભિમાન કે દરકાર ન હોય અને તેથી અત્યારે તને કોઇ પૂછ-

નાર પણ નથી. પરંતુ આ તારા કમકમાટી ભરેલા કૃત્યોને કુદરત તો કદી સહન કરી શકશેજ નહિ. તારી આ કન્યાએજન્સીની જાહોજલાલી શરદ ઋતુની શ્વેત વાદળીની જેમ જોત જોતામાં આકાશમાં ઉડી જશે અને તેની સાથે આ તારી બહાદૂરીના પણ બાર વાગી જશે. તેં જો આ તારી બહાદૂરીને સીધે રસ્તે વાપરીને જાહોજલાલી પેદા કરી હોત, તો તે જોઇને કુદરત પણ રાજી થાત. જા, પાપાત્મા દામા! જા, તારી સામે બેસીને વાત કરતાં પણ મારા જીગરમાં ઝેર વ્યાપી જાય છે. અરે! તારા જેવા અધમાધમનું નામ સાંભળતાં પણ મારૂં કલેજું કંપી ઉઠે છે. જ્યાંસુધી તું આ તારી અધમ સ્થિતિને સુધારે નહિ, ત્યાંસુધી મારા આંગણે પગ પણ મૂકીશ નહિ. શું કરૂં? જ્ઞાતિની સત્તા મારા હાથમાં નથી, તેમ જ્ઞાતિના આગેવાનો પોતાની કોમને માટે કંઇક બેદરકાર છે નહિ તો હું જ્ઞાતિમાં તારૂં નામ કે નિશાન રહેવા પણ ન દઉં. પેલા માંસાહારી કરતાં પણ અધમાધમ શયતાન માબાપોને પણ શું દોષ દેવો? કે જ્યાં તારા જેવા એજન્સીના માલીકો થઇને તેમને મ્હોં માગ્યા પૈસા અપાવી સ્વાર્થના સડેલા કીડા બનાવી મૂકે છે. જા, દામા! જ્ઞાતિની થતી અવદશા જોઇને મારૂં લોહી અત્યારે એટલું બધું તપી ગયું છે કે, વખતસર હવે તને અહીંથી ભાગવું પણ ભારે થઇ પડશે. નાદાન! જ્ઞાતિની અવદશામાં મારી અને તારી અવદશા પણ સમાયેલીજ છે. એટલે તું તારી પોતાનીજ અવદશા કરવા બેઠો છે. તને હજી ઘણું કહેવાનું બાકી રહી ગયું છે, પણ અત્યારે તો તને મારી નજર આગળથી ભાગી છૂટવુંજ પડશે.

આટલું સમજાવ્યા છતાં તને કંઇજ અસર થઇ નથી, એમ તારા મલીન મુખ ઉપરથીજ બરાબર અનુમાન થઈ શકે છે. જા, કસાઇ! પાપાત્મા હવે અહીંથી એકદમ ચાલ્યો જા. તારા સ્પર્શથી આ અવનીતલ પણ અપવિત્ર થાય છે." આ છેલ્લા શબ્દોની સાથેજ પટેલ એકદમ ઉભો થઇ ગયો. એટલે સમયસૂચકતા વાપરીને 'ઠીક, શેઠ! આપને માઠું લાગ્યું હોય તો મારો અપરાધ ક્ષમા કરજો' એમ બડબડતો દામો ત્યાંથી વીજળીના વેગે પલાયન કરી ગયો.

દેમુ ડોસી બારણાને આંતરે બેસી રહીને આ બે પાત્રોનો ખેલ બધો જોયા કરતી હતી. પ્રથમ દામો જ્યારે પટેલ પાસે આવ્યો, તે વખતે તેની ધારણા કંઇ જુદાજ પ્રકારની હતી અને ઘણા દિવસથી તે એ ધારણા પાર પાડવાની રાહ જોયા કરતી હતી. પટેલ જ્યારે કોઇની સાથે જરા ખાનગી વાતમાં ઉતરતો, ત્યારે ડોસી છાની રીતે તે સાંભળવા ઉભી રહેતી. આજ તો દામાના દર્શન થતાંજ તેણે ધારી લીધું હતું કે–'વખતસર હવે થોડાજ દિવસમાં નવી વહુનું મ્હલકતું મુખ જોઇને આ સીતેર વરસે હું મને પોતાને એક નસીબદાર માનીશ.' પરંતુ તેની આ ધારણા એક ઘડીવારમાંજ પલટાઇ ગઈ. પહેલાં તેણે પટેલને લગ્ન સંબંધી ભલામણ કરવાની ઘણી વાર ઉમેદ કરી હતી, પણ તેવો પ્રસંગજ કોઇ વાર મળી શકયો નહોતો. આજે લગ્ન સંબંધમાં પોતાના પુત્રનું ભયંકર સ્વરૂપ જોઇને તેની આશાની ઇમારત બધી આકાશમાં ઉડી ગઈ. હવે આ વાત કોઇવાર પણ પટેલને કહેવાની ઉમેદ તેણે માંડી વાળી. 'કદાચ કહેવા જતાં તે એકદમ પોવાનું

વિકાળ સ્વરૂપ ધારણ કરે, તો ઘરમાં માન ન રહે અને ઘડપણમાં સુખે રોટલો ખાવો મુશ્કેલ થઇ પડે.' આ ધાસ્તીથીજ ડોસીમા એકદમ દબાઇ ગઇ અને તરતજ પોતાનું મ્હોડું બતાવ્યા વિના ત્યાંથી ઘરમાં ચાલી ગઇ.

વાચક સમજી શક્યા હશે કે દામો દલાલ અત્યારે એક જીવતા જીવને વેચવાનો સોદો લઇને આવ્યો હતો. તેણે એક પંદર વરસની પદમણીના પિતાને પૈસાના પ્રભાવથી પાગલ બનાવી દીધો હતો. પટેલ કબૂલ કરે અને પોતાની ગરમ થેલીનું મ્હોં મોકળું કરે એટલીજ વાર હતી. પટેલની ધનસંપત્તિ અને સત્તાના વર્ણનથી તે કન્યાના બાપ સાથે દશ હજાર કોરી કરતાં વધુ ન લેવાનો કોલકરાર કરી આવ્યો હતો. તેમ કરવા જતાં પટેલ તરફથી પોતાને માન અને સાબાશી મેળવવાની તેણે ધારણા રાખી હતી. પરંતુ એ ધારણામાં તે સંપૂર્ણ નિરાશ થઇ ગયો. એટલુંજ નહિ પણ હવે પછી તેવું કામ કરવા જતાં તેને પટેલની ધાસ્તી આડે આવવાની શંકા રહી ગઇ. ધક્કા અને અપમાન તો તેણે ઘણે ઠેકાણે સહન કર્યા હતાં, તો પછી પટેલના એક મુઠ્ઠીભર તિરસ્કાર કે અપમાનથી તે શું ડરવાનો હતો.

વાચક! પત્થરને પણ પીગળાવી નાખે તેવી પટેલની વાગ્ધારાથી પણ જેનું કઠોર હૃદય પીગળ્યું નહિ, તો હવે કઇ જડી બુટ્ટીથી તેનું મન મીણ જેવું બને? અહા! પાપાત્માઓને પોતાનો એક સ્વાર્થજ વ્હાલામાં વ્હાલો હોય છે.

---

# પ્રકરણ ૩ જું.

## સંપત્તિની શરૂઆત.

વિક્રમની વીશમી સદીમાં પણ આ છેલ્લા દાયકામાં દરેક સમાજ કે જ્ઞાતિને જે લાઇટ મળી છે, તે અગાઉના દાયકા કરતાં ઘણીજ વધારે છે એમ કહીએ તો ચાલે. આપણી જ્ઞાતિમાં કંઇક ચાલાકી વ્યવહારકુશળતા, બે ચાર તસુ ફેશન અને લક્ષ્મીનો તો તે કરતાં પણ હદ ઉપરાંત વધારો થયો છે. પરંતુ તેની સાથે કેટલીક ખરાબ બદીઓ પણ એટલી બધી અંદર ઘુસી ગઇ છે, કે તેને મરડી મચોડીને હાંકી કાઢવાને માટે વરસોના વરસો જોઇએ. આ બીના માટે આપણે બીજા કોઇ પ્રસંગે વિચાર કરીશું. આપણી આ વાર્તા વીશમી સદીના મધ્ય ભાગમાંથી શરૂ થાય છે. એટલે તે વખતે ચાલુ જમાના જેવી ચળવળ તો નહિજ હોય, છતાં જુના જમાના કરતાં તો તે વખતે બહુજ વધારે લાઇટ હતી.

વૃદ્ધલગ્નનો વિચાર માંડી વાળતાં કેટલીક ખટપટની પ્રવૃત્તિ અટકી રહેવાથી હવે પટેલના મગજને કંઇક શાંતિ તો મળી, પરંતુ ગૃહવ્યવસ્થાની ચિંતાથી હજી તે મુક્ત થયો ન્હોતો. 'ડોસી માની વૃદ્ધાવસ્થા થઇ અને છોકરા હજી બાળક હોવાથી ઘરનો કારભાર કોને સોંપવો' એ વિચાર પટેલના મગજમાં વારંવાર આવ્યા કરતો હતો. છેવટે તેણે પોતાની એક ગંગાબાઇ કરીને પાંત્રીશ વરસની વિધવા બ્હેન, કે જે પોતાના સાસરે રહેતી હતી. તેને બોલાવીને તેણે પોતાના ઘરનો બધો કારભાર તેના હાથમાં

સોંપી દીધો. હવે પટેલને માત્ર પોતાના બે બાળકોની કંઈક કાલજી હતી. તેમાં કમ્મુને અત્યારે લગભગ બાર વરસ અને કેસરને દશ વરસ થવા આવ્યા હતા. ગામમાં દરબારી સ્કૂલ હતી, પરંતુ દાદીમાનો ચઢાવેલ કમ્મુ તેમાં ભાગ્યેજ બે ચાર દિવસે એક વખત હાજરી આપતો. ડોસીની આગળ તે માસ્તરની મારનું બાનુ બતાવતો, એટલે તે કમ્મુને પોતાના ખોળામાં લઇ એક મીઠી ચુમ્મી દઇને કહેતી કે—"બેટા! માસ્તરની માર ખાવા તને કાંઇ નિશાળે બેસાડયો નથી. ભણતર જેટલી આવડી તેટલી બસ છે. મારથી શું વધારે આવડી જવાનું હતું? પીટયા માસ્તરોને કોઇ પૂછનાર ન મળે, એટલે ઘરનું દુઃખ ગામના છોકરા ઉપર ઉતારે."

કમ્મુઃ—'ના, ના, માજી! એ તો પોતાના છોકરાને પણ ઘણી-વાર માર મારીને રોવરાવે છે. બધા છોકરાઓ એનાથી બહુ બીએ છે.'

ડોસીઃ—'એનો છોકરો કલખણો હશે, એટલે તેની સાથે બીચારા ગામના છોકરાઓને પણ નેતરની ગરમાગરમ પ્રસાદી મળે. બેટા! હવે તું કોઇ કોઇ વારજ નીશાળે જતો જજે, એટલે તારા બાપુ સમજે કે—'કમ્મુ નીશાળે જાય છે' ડાસીમાની આ શિખામણ કમ્મુને મીઠી સાકર જેવી લાગી.

પ્રિય વાંચનાર! જ્ઞાતિમાં અત્યારે કેળવણીની લાઇટ જે ઝાંખી જોવામાં આવે છે, તેમાં આ ડોસીમા જેવી અજ્ઞાન સ્ત્રીઓ ખાસ કારણરૂપ થઇ છે. પોતાના બાળકોને બાળવયમાં લાડ લડાવી તેમને કેળવણીથી બેનસીબ રાખવા એના જેવી બીજી ભયંકર

મૂર્ખાઇ કઇ છે? આજે તમારા ગૃહસ્થાશ્રમ તરફ જુઓ કે તેમાં પ્રેમ કેટલો છે? તમારા સંતાનો તરફ નજર કરો કે તેમની તમારા તરફ ભક્તિભાવના કેટલી છે? આજે તમારા ઘર અને જ્ઞાતિ તરફ દૃષ્ટિ ફેરવો કે તેમાં સંપ, શાંતિ અને મીઠાશ કેટલી છે? કંઇજ નહિ. શા માટે? એક કેળવણીની લાઇટના અભાવેજ આજે આવી અવદશા થવા પામી છે.

પટેલ જો કે કેળવણી માટે લાગણી ધરાવતો હતો, પરંતુ અત્યારે ચારે બાજુની પ્રવૃત્તિને લીધે તે ઠમ્મુ ઉપર પૂરતી દેખરેખ રાખી શકતો ન્હોતો. કમ્મુને જોઇને કેસર પણ કોઇ કોઇવાર લખતાં વાંચતાં શીખતી હતી, પણ ડોસીને તે ગમતું ન હતું. પટેલની વારંવારની ભલામણથી ડોસી કેસરને ભણતાં અટકાવી શકતી નહિ, પરંતુ તે ઘરના નજીવા કામોમાં તેને એવી રીતે જોડી દેતી, કે તે બિચારીને નવરાશનો વખતજ ભાગ્યે મળતો, છતાં તે પોતાની કાળજીથી સાધારણ લખતાં વાંચતાં તો શીખી રહી.

ઠમ્મુને નીશાળની કાળજી આઠ આના ઓછી થઇ. એટલે ભાઇને નવરાશ મળી. તેમ ડોસીમાની ઉપરવટ અને પટેલની અન્ય પ્રવૃત્તિને લીધે ઠમ્મુને અત્યારે કોઇ પૂછનાર ન હતું. તેણે ગામના બે ચાર છોકરાઓને પોતાના ગોઠીયા બનાવી દીધા. ઠમ્મુ તેમને મીઠું મ્હોડું કરાવતો, એટલે તેઓ પોતે ખાસ તણાઇને કમ્મુની પાર્ટીમાં હાજર થતા. પટેલ ઘણીવાર પોતાની ખાનગી બેઠકમાં કેસબોકસ (રોકડ પેટી) બંધ કર્યા વિના મૂકી દેતો. આ પોલનો લાભ લઇને આપણા ઠમ્મુભાઇ ઉર્ફે ઠરમશીભાઇ ત્રણ ચાર દિવસે દશેક પાંચીઆ સાવચેતીથી કહાડી લેતો. એટલે

નાસ્તાપાણી માટે કશી હરકત આવતી નહિ. કમ્મુની પાર્ટીમાં મુખ્ય પાર્ટ ભજવનાર આપણા દામા દલાલનો દીકરો ધમલો હતો અને એવા બીજા કેટલાક રખડતા છોકરાઓ માલપાણીના લોભથી પોતાની મેળેજ ભેગા થઇ જતા. પિતાની બેદરકારી પુત્રોને આવી રીતે નડે છે. પછી થોડાજ દિવસોમાં તેમને જુગારનું વ્યસન લાગુ પડી ચુકયું. એટલે પછી તે બે ચાર દિવસે પાંચ દશ પાંચીઆથી કાંઇ કામ ચાલે? હવે તો રોજ દશ બાર પાંચીઆની જરૂર પડવા લાગી. એક બાજુ જેમ કમ્મુ રોજ દશ પંદર પાંચીઆ ચોરી લાવતો, તેમ બીજી બાજુ ધમલો પણ તેમજ કરતો.

એક દિવસે કમ્મુ પંદર પાંચીઆ કેડમાં ખોસીને ઉતાવળથી બેઠકની બહાર નીકળવા જતો હતો, તેવામાં ભાગ્યયોગે અચાનક પટેલ ત્યાં આવી ચડયો, એટલે કમ્મુ એકદમ ગભરાઇ ગયો. આ તેના ગભરાટથી પટેલના વ્હેમમાં વધારો થયો. તેણે ધાર્યું કે–'વખતસર કમ્મુએ રજા વગર બે ચાર કોરી લીધી હશે.' એમ સમજીને પટેલ તેને બેઠકમાં લઇ ગયો. ત્યાં તપાસ કરતાં કમ્મુ પાસેથી પંદર પાંચીઆ નગદ નીકળ્યા. આ ગજબ જોતાં પટેલ તો અજબ થઇને વિચારમાં પડી ગયો કે—'તેર વરસનો છોકરો ઘરમાંથી પંદર પંદર પાંચીઆ ચોરી લઇને આડે રસ્તે ઉડાવી આવે તો વખત જતાં તે ઘરની શી દશા થાય? સારૂં થયું કે આજે આ બધું મારા જાણવામાં આવી ગયું, નહિ તો કમ્મુ કોણ જાણે કેટલાએ પાંચીઆ ઉઠાવીને ઉડાવી આવત. પરંતુ આ આજે લીધા તેમ અગાઉ પણ જરૂર લીધા હશે.' એમ ધારીને પુરાંત તપાસી જોતાં માત્ર ત્રણ હજાર કોરી

ઓછી થઇ. આ બધી બાજી બગાડવાનું કારણ જ્યારે તેણે બારીકાઇથી તપાસી જોયું, ત્યારે 'એક તો ડોસીની મૂર્ખાઇ અને બીજી પોતાની બેદરકારી' આ બે કારણોને લીધેજ કમ્મુએ બે મહિનામાં ત્રણ હજાર કોરીનું પાણી કર્યું. આ બધી હકીકત ડોસીમાને સંભળાવતાં તેના કલેજા બળીને ખાખજ થઇ ગયા. આ બધી જવાબદારી ડોસીમા ઉપર નાખવાં પટેલે કહ્યું કે:—'ડોસીમા! તમે બેઠા બેઠા છોકરાઓને સુધારવાને બદલે ઉલટા તેમને બુચકારી બુચકારીને બગાડો છો. કમ્મુની સંભાળ રાખવા મેં તમારી ઉપર ભરોસો રાખ્યો, તેનું આ પરિણામ આવ્યું. આટલી કાચી વયમાં છોકરાઓને નીશાળનું બંધન ન હોય, તો તેઓ કુછંદે ચડયા વિના ન રહે. કમ્મુને જે તમે નીશાળથી રહિત કર્યો, એજ તમે મોટામાં મોટી ભૂલ કરી છે. આવી ભયંકર સ્થિતિ જો લાંબો વખત રહી હોત, તો મારા છોકરાનું ભવિષ્ય ધૂળમાં મળી જાત. બસ! હવે બીજી પ્રવૃત્તિમાં માથું મારવા કરતાં અત્યારે તો કમ્મુને સુધારવાની કાળજી રાખવાનીજ વધારે જરૂર છે.' એમ સમજીને પટેલે પચાશ કોરીના માસિક પગારથી કમ્મુને માટે એક ખાસ માસ્તરને બોલાવી લીધો. એટલે હવે કમ્મુને દિવસનો લગભગ બધો ટાઇમ માસ્તરની પાસેજ ગાળવાનો હતો. આ બંધનથી પ્રથમ તો તેને બહુજ કંટાળો આવવા લાગ્યો. પણ આસ્તે આસ્તે ભણતરમાં મન પરોવાયું, એટલે કુછંદનો એક પણ વિચાર તેના અંતરમાં ટકી ન શકયો. એવી રીતે બાર મહિનામાં તેણે લગભગ ગુજરાતી ત્રણ ધોરણ સુધીનો અભ્યાસ કરી લીધો, અને તે જોઇને પટેલ બહુજ

સંતોષ થયો. તો પણ કમ્મુને મુંબઇની કોઇ વેપારી લાઇનમાં જોડી દેવા પછીજ પટેલનું મન કંઇક નિશ્ચિંત થાય તેમ હતું. અને એજ તેની છેલ્લામાં છેલ્લી ઉમેદ હતી કાલની ગતિ કદાપિ અટકતી નથી. કાલનો વિશ્વાસ કરવો—એ પટેલને એક જાતની મૂર્ખાઇ લાગતી હતી. એટલે કમ્મુને લઇને તે મુંબઇ આવ્યો. ત્યાં પોતાના મામાના પુત્ર ચાપશીભાઇ વેપારી લાઇનના સારા અનુભવી હતા. તેમની સાથે વેપારની મસલત ચલાવતાં પટેલે નિશ્ચય કર્યો કે—'બંદરપર એક અનાજની વખાર ચાલુ કરવી અને આસ્તે આસ્તે તે કામ સારા પાયા પર લઇ જવું. તેમાં ચાપશીભાઇને ભાગીદાર તરીકે જોડવા.' આ પોતાનો નિશ્ચય વિચાર તેણે ચાપશીભાઇને કહી સંભળાવ્યો, એટલે તેણે પણ તેમાં પોતાની ખુશી દર્શાવી. તે દરમ્યાન પણ કમ્મુનો અભ્યાસ તો તેણે ચાલુજ રખાવ્યો હતો.

મુંબઇમાં આવ્યા પછી કમ્મુને માત્ર ચાર મહિનાજ અભ્યાસ કરવાનો પ્રસંગ મળ્યો. તેમાં તેણે ગુજરાતી ચોથું ધોરણ અને થોડું અંગ્રેજી શીખી લીધું. ચાર મહિના પછી પટેલે પોતાના છોકરાના નામથી એટલે કમરશી પાંચા એવા નામે અનાજની વખાર ચાલુ કરી. જો કે તેમાં પટેલની તો ખાસ દેખરેખ હતીજ, તથાપિ કમ્મુને થોડા વખતમાં વેપારનો વધારે અનુભવ અપાવવા પટેલ તેનાપર આસ્તે આસ્તે વેપારનો બોજો વધારતો ગયો. અનુભવથી જે આવડે છે, તે પુસ્તકોમાં, નીશાળોમાં કે કોલેજોમાં પણ મળતું નથી. કમ્મુનો અનુભવ હવે વધવા લાગ્યો અને માત્ર આઠ દશ મહિનામાં તેને પોતાના ખપ પૂરતો અનુભવ

મળી ગયો. આ પ્રમાણે કમ્મુની કુશળતા અને અનુભવ જોતાં પટેલના મનને ટાઢક વળી. પહેલા વરસમાં વેપારની, શરૂઆત હોવાથી તેઓ વધારે પસારા કે જોખમમાં ન ઉતર્યા છતાં તેઓ પચીશ હજાર રૂપીઆનો વધારો કરી શકયા.

આ બધું પાર ઉતાર્યા છતાં કમ્મુ અને કેસરના લગ્ન કરવાની ફરજ બજાવવાની પટેલને હજી બાકીજ છે. કમ્મુને પંદર વરસ થયા હતા, પરંતુ તેના લગ્નને માટે લગભગ બે વરસથી ડોસીની કટ કટ ચાલુ હતી. તે પોતાની હયાતીમાં પૌત્રવધુનું મ્હોં જોવા તલપી રહી હતી. પટેલની ધારણા એવી હતી કે—'હજી બાર મહિના પછી કમ્મુ અને કેસર–બંનેના લગ્ન એક મુહુર્તે કરવા.' પરંતુ ડોસી હવે તેને શાંતિથી બેસવા દે તેમ ન હતી. અત્યારે પણ ઉઠતાં બેસતાં તે એજ કટકટથી પટેલના કાન કરડી ખાતી હતી. સમજુ વાચકોએ સમજી લેવું જોઇએ કે કેટલાક જમીનદારી અને લેવડ દેવડના અગત્યના કામને લીધે કમ્મુને મુંબઇમાં મૂકીને પટેલને અત્યારે દેશમાં આવવું પડયું છે. અને તેથી દેમુ ડોસી દિવસમાં દશ વખત તેને એને એજ વાત સંભળાવ્યા કરે છે. આથી હવે તે પોતાની ધીરજ ખોઇ બેઠો છે કમ્મુના સગપણ બાબતની તો તેને ચિંતાજ ન હતી, કારણ કે તે નાનપણમાંજ કરેલું હતું. કેસરને માટે તેણે એક ખાનદાન કુટુંબમાં તપાસ કરાવીને સગપણ નક્કી કરી લીધું. કમ્મુને અગાઉથી તાર કરીને દેશમાં બોલાવી લીધો અને થોડાજ વખતમાં કમ્મુ તથા કેસરના લગ્ન ધામધુમથી કરી દીધાં. આથી દેમુ ડોસીના આનંદનો પાર ન રહ્યો. લાંબા વખ-

તની ઉમેદ પાર પડવાથી ડોસીના સૂકા લાકડા જેવા શરીરમાં આજે નવું લોહી આવ્યું. પોતાની પૌત્રવધૂનું હસતું મુખ જોઇને તે હર્ષઘેલી બની ગઇ. આ પ્રસંગ માટે ગામની સ્ત્રીઓ તેના મહાભાગ્યના વખાણ કરી કરીને તેના આનંદમાં વધારો કરતી હતી. કોણ જાણે તેના સીત્તેર વરસના ખાલી ખોખા જેવા શરીરમાં આટલું બધું નવું બળ ક્યાંથી આવી ગયું કે તે હવે લાકડીના ટેકા વિના પણ સારી રીતે હરવા ફરવા લાગી. તેને હવે દુનીયાદારીના કોઇ પણ પ્રકારના સુખની ઉમેદ રહી ન હતી. તેથી તે પોતાના જીવનને ધન્ય માનવા લાગી. પટેલ પણ પોતાની આ એક મોટી ફરજ બજાવીને ફારગત થયો. માત્ર આ એક છેલ્લી કાળજી તેના મનપર હતી, તે ઉતરી જવાથી તેના મનને હવે બહુજ શાંતિ મળી. તે પોતાની દુનીયાદારીની તમામ ફરજો પૂર્ણ રીતે બજાવતાં પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો. બંને ભાઇ બ્હેનના લગ્નનું કામ બધું આનંદ અને શાંતિ સાથે પાર ઉતરી જવાથી સહુ કોઇ આનંદ પામ્યા.

વાચક ! ચાલો, હવે આપણે પેલા દામા દલાલના ઘરની જરા સંભાળ લઇએ.

---

# પ્રકરણ ૪ થું.

## ઘર ફીટે ઘર જાય.

વાંચનારને યાદ હશે કે પેલી જુગારપાર્ટીના મુખ્ય મેંબર આપણા કમ્મુભાઇ અને દામા દલાલનો ધમલો હતો. પટેલના અંકુશથી કમ્મુ એ કુછંદથી બચી ગયો, પણ ધમલાને કોઇ પૂછનારજ ન હતું. રાતદિવસના મળીને ચોવીશ કલાક સુધીમાં તે કદાચ પોતાના ઘરમાં પગ ન મૂકે, તોપણ તેને કોઇ બોલાવનાર ન હતું. દામો પોતે દશ દિવસમાં ભાગ્યેજ એકાદ વખત હાજરી આપતો એટલે તેની ધણીયાણી વાલબાઇ એક બ્રાહ્મણની વ્હાલને વળગી પડી. તે બ્રાહ્મણ પ્રથમ તો લોટ માગવાને બાને દામાને ઘેર આવતો, પણ જ્યારે તેમ કરતાં વાલબાઇનું મન ન માન્યું, એટલે તેણે પોતાના છુટક ઘર કામને માટે તેને એક નોકર તરીકે રાખી લીધો. આથી પેલા ભૂદેવને તો 'એક પંથ ને દો કાજ' જેવું થઇ પડયું. વળી વિચાર કરતાં તેને લાગ્યું કે-'અહીં બરાબર પોલંપોલ છે, માટે તેનો જેટલો લાભ લેવાય, તેટલો લઇ લેવો. આવો અવસર વારંવાર કયાં આવવાનો છે? જે માણસ પોલનો લાભ લઇ શકતો નથી, તે મોટામાં મોટી મૂર્ખાઇ કરે છે. દામો દલાલ તો દલાલીની જાહોજલાલીમાંજ રચીમચી રહ્યો છે. તે આઠ દિવસે એક વખત માત્ર નગદ નાણું મૂકવાને માટેજ ઘરના આંગણે પગલાં કરે છે. આ પોલનો લાભ તેની માનીતી વાલબાઇ ને ધમલો લઇ જાય અને આ તેમનો ગોર જીવલો રહી જાય

એ કેમ બને? બસ! એ પોલનો લાભ અમને ત્રણેને સરખો મળવો જોઇએ. જુઓ, દામા દલાલે પોતે પોતનો લાભ ચખાડવા મારા બાપુને પોતાની એજન્સીમાં ખાનગી ગોર તરીકે રાખેલ છે. ત્યાં પણ મારા બાપુ સારી રીતે એ પોલનો લાભ લઇને પોતાના હાથ ટાઢા કરે છે. વળી વધારામાં પેલા પોતીયા પંડિત પાસે મારા બાપુ, વૃદ્ધ લગ્નના બે ચાર મૂળ મંત્રો મ્હોડે કરી લાવ્યા છે. તે જ્યારે પેલા વૃદ્ધ વરરાજા ચોરીએ ચડી બાર વરસની બાળાની બાજુમાં બેસે અને પોતાનો લાકડા જેવો સુકો હાથ, પેલી બાળાના કમળ જેવા કોમળ હાથ સાથે એકરૂપ કરે, ત્યારે મારા બાપુ, અગડં બગડં કરી પેલા વૃદ્ધલગ્નના મહામંત્રને કેવા ટપોટપ બોલી દઇને ડબલ દક્ષિણા અને પાકો સીધો લઇ લે છે? આ પણ એક પોલનોજ લાભ છે. નહિ તો મારા બાપુને આવડે છે શું? કયા પાટલાપર તેણે ધૂળ નાખીને કક્કો વાળ્યો છે? પણ જરા હાજી હા ગોર રહ્યા, એટલે સહુ વાહવાહથી વધાવી લે છે. આ બધી પોલમાં પોલ ચાલી આવે છે- એટલે કોઇ પલ્લો પકડનાર પણ નથી. મોટાઓમાં વળી મોટી પોલ; તેમાં અમારા જેવાની એક નાનકડી પોલ પેસીને પસાર થઇ જાય, તો ત્યાં કોણ આંખ ઉઘાડીને જુએ તેમ છે? જુઓ, પેલા વાણીયા ભાઇ પોલનો લાભ લેતાં જરાપણ ડરે છે? નાતમાં કોઇ પૂછનાર ન મળે, એટલે પોલમાં પોલ ચલાવતા આવે છે. નહિ તો તેઓ પોતાનીજ ગરીબ છોકરીને પૈસા સાટે વેચે ખરા કે? અને તેમાં પણ મ્હોં માગ્યા નાણાં મળે, ત્યારેજ આ શાણાભાઇ સમજે. અમારા જેવા રાંક ભિક્ષુક પણ એવું કામ કદી ન કરે. આ પોલ નહિ તો બીજું શું? આ એક પોલમાં

વળી બીજી બુઢ્ઢાઓની પોલ પણ ચાલી જાય છે. પેલા પોતીયા પંડિતે પણ મારા બાપુને ખૂબ પઢાવી દીધા છે હો. કંઇક મુખથી બડબડતાં આવડ્યું, એટલે બસ! તેનો અર્થ તો કોણ કાશીનો પંડિત થઇને અમને પૂછવા આવે તેમ છે? મારે બેટે પણ આમાં તો એણે હદજ વાળી દીધી છે. વળી એ મહામંત્રનો પાઠ મ્હોડે કરવામાં મેં પણ કયાં ઓછી મહેનત કરી છે?

વ્હાલા વાંચકો! એ વૃદ્ધલગ્નના મહામંત્રનો મહિમા તમે પણ એકવાર સાંભળીને તમારા કાન પાવન કરો. પણ યાદ રાખજો કે તેનો અર્થ પૂછવા તમે મારી પાસે દક્ષિણા વિના કદી ભૂલેચૂકે પણ આવતા નહિ. સાંભળો:—

"કન્યા જાય સાસરે, ને વર જાય શમશાને;
આ તે લગ્ન કે લીલામ? તે કહેશો કોઇ કાને?
કન્યાના લેવાણા નગદ નાણા,
અને ગોરના ભરાણા પૂરા ભાણા;
ત્યારે એમ કહેશો કોઇ શાણા,
કે કન્યાના માથે શું પાણા?
વચમાં એક દલાલ ને બીજો ગોર,
તેમાં બુઢ્ઢાજીએ ચલાવ્યું જોર;
કન્યા તો બિચારી ગરીબડી ગાય,
પણ અરે! કસાઇ બાપ! તારૂં સત્યાનાશ જાય."

વાંચક! કહો, આ પચાશ ગજ પહોળી પોલનો લાભ લેવાને માટે અમારા જેવા બુઢા બ્રાહ્મણો સિવાય પોતે બહાદૂર બનીને કોણ હીંમત કરી શકે તેમ છે?

મારી બેટી વાલબાઇ પણ અત્યારે મારાપર કેવી ફીદા ફીદા થઇ પડી છે? રાંડ! તું પણ જોઈ લે, કે આ જીવલો તારી પોલમાં પેસીને પોતાના ખીસ્સા કેવા તર કરે છે? તારા ઘરમાં હરામના દામની ક્યાં ખોટ છે? એ મફતનો માલ તાણી તાણીને દામાએ બિચારા કેંક બુઢ્ઢાઓને બાવા બનાવી દીધા હશે? મારો બેટો ધમલો પણ એના ઘરમાં બરાબર પાકયો છે હો! દરરોજ વીશ પચીશ પાંચીઆપર તો એ પણ પાણી ફેરવી આવે છે. એણે આ ધગધગતા ધનને ઠેકાણે પાડવાનો ધંધો ઠીક શોધી કહાડયો છે. મારા બેટા, ઘરમાં બધા એક બીજાને માથે પછાડીએ તેવા ભેગા થયા છે. એ ગમે તેવા હોય, પણ જીવલા, તને તો માલ પાણી મળે એટલે તું રાજી! રાજી!! ને રાજી!!!"

આ પ્રમાણે લાંબા વિચારો કર્યા પછી હર્ષના ઉછાળાથી ત્યાં બેઠા બેઠા જીવલાને જરા ઝોકું આવી ગયું. એવામાં વાલબાઇ તેના ચરણ-કમળનો સ્પર્શ કરીને બોલીઃ—'જીવલા! હવે શું અહીંજ બેસી રહેવું છે? કંઇ ખાવું છે કે નહિ? તારાપર એવી તે શી ચિંતા આવી પડી છે કે જેથી કલાકના કલાક સુધી વિચારના વૃક્ષ પર લટકી રહીને ખાવાનું પણ ભાન ભૂલી ગયો છે? ચાલ, જરા ગરમાગરમ સીરો ને ભજીયા ખાઇ લે, એટલે તારી ચિંતાનો અંત આવી જશે."

જીવલો:—"વાલબાઇ! વાત એવી છે કે તે કહેવા જેવી પણ નથી અને સહેવા જેવી પણ નથી. જો આજ સવારે હું જ્યારે ઘરથી નીકળ્યો, ત્યારે મારી સ્ત્રીએ મને એકાંતમાં બોલાવીને કહ્યું કે- આખો દિવસ પેલી દલાલની વાલબાઇના ઘરમાં પડયા પડયા શું કરો

છો ? અમને તો અહીં માગ્યો લોટ પણ પૂરો ખાવાને મળતો નથી. એ શેઠાણી હશે, તો એના ઘરની. અમે સુખી છીએ કે દુઃખી તેની કોઇ વાર તમે પૂછા પણ કરી છે ? બસ હવેથી તમે વિનાકામે એને ઘેર જશો નહિ. નહિ તો હું તમારા માબાપ અને ભાઇને કહીને તમારી પોલંપોલ બધી ઉઘાડી કરાવીશ."

આ બોલનો કંઇ પણ જવાબ આપ્યા વિના હું ગુપ ચુપ અહીં ચાલ્યો આવ્યો. ત્યારપછી હુ એજ વિચારમાં ગુંથાઇ ગયો છું કે 'હવે શું કરવું?' મારી તો હવે મતિ પણ મુંઝાઇ ગઇ છે. એ રાંડ આપણી પોલ ઉઘાડયા વિના અટકશે નહિ એટલે ગામમાં ઘર ઘર આપણા ગીત ગવાશે. વળી વાલબાઇ, આમાં મારા કરતાં તને વધારે ખાસ્તી જેવું છે. દામો દલાલ જો વિફર્યો તો તે એક વિકાળ સિંહ કરતાં પણ વધારે ભયંકર છે. માટે હવે આપણા બચાવનો કોઇ રસ્તો શોધી કાઢ."

આ બધા બોલ સાંભળતાં વાલબાઇ જરા વિચાર કરીને બોલી: "જીવલા ! એમાં તું ગભરાઇને આમ બ્હાવરો શું બની ગયો છે ? એ બિચારી તારી બામણીનું તે ગજું કેટલું ? એક સાકરની કણી તેના મ્હોડામાં મૂકી, એટલે તે બિચારી ગુપ અને ચુપ. લે, આ એક મારી સોનાની સાંકળી તને છુપી રીતે આપું છું, તે તારી બામણીના ગળામાં નાખતાં તેને કાનમાં કહેજે કે—'હવે બહુ બોલકી થઇને તારા ડહાપણને ડોળીશ નહિ. જા ફતેહ કર" એમ કહીને તેણે વીશ તોલાની ઝગમગતી એક સુવર્ણ સાંકળી જીવલાના હાથમાં મૂકી. એટલે તેની ગરમી જીવલાના આખા શરીરની તમામ નસોમાં વીજળીના વેગે વ્યાપી ગઇ. આ કલ્પિત નાટક ભજ-

વતાં જીવલાએ લગભગ બે હજાર કોરીનો માલ તો પોતાના બાપનો કરી લીધો. પરંતુ પેલા ધમલાનો શિકાર હજી બાકી રહ્યો છે.

આજે ધમલો પોતાના બાપના ઘરમાંથી પચીશ પાંચીઆ સાથે એક પંદર તોલાની મગમાળા લઇને પસાર થાય છે. કોણુ જાણે આજે મગમાળાથી એને શું કામ સાધવાનું છે? તે મોટા રસ્તાને પસાર કરીને એક સાંકળી શેરીમાં પેઠો અને ત્યાંથી તે એક એવા માર્ગ પર આવી ચડયો, કે જ્યાં દિવસે પણ ભાગ્યેજ કોઇ માણુસનો પગસંચાર થતો હશે. ત્યાં એક કંપાઉન્ડ કે જેના પાછળના ભાગમાં એક મોટો દરવાજો અને ફરતી દીવાલ બાંધવામાં આવેલ છે. તથા આગળના ભાગમાં એક રહેવાનું મકાન જોવામાં આવતું હતું. ધમલો એ દિવાલ ઉપરથી કંપાઉન્ડમાં દાખલ થયો. આજે ઘરથી નીકળતાંજ જીવલો તેની પાછળ લાગુ પડયો હતો. પેલા મોટા દરવાજાના સાંધામાંથી અંદરનું બધું જોઇ શકાતું એટલે જીવલો બહારથી બધું જોયા કરતો હતો, અંદર દાખલ થતાંજ તે એક બુંઠા બાવળના થડની આડે લપાઇને બેસી રહ્યો અને જાણે કોઇ વ્યકિત ત્યાં આવનાર હોય, તેમ તે વારંવાર ડોકીયાં કરીને તેની રાહ જોયા કરતો હતો. તેમ કરતાં લગભગ પંદર વીશ મીનીટ અને અડધો કલાક પણુ થવા આવ્યો, છતાં કોઇ ત્યાં આવ્યું નહિ. આથી તે નિરાશ થઇને તેજ રસ્તે પાછો બહાર ઉતરી પડયો. આ વખતે જીવલો અચાનક તેની સામે આવીને બોલી ઉઠયો—"કેમ ધમ્મુ ભાઇ! તમે તો હવે મોટાં મોટાં કામ કરવા મંડી પડયા છો? આ કંપાઉન્ડમાં જવા આવવાનો રસ્તો દીવાલ

ઉપરથીજ રાખવામાં આવેલ છે શું ? અંદર કાંઇ શિકાર કરવા ગયા હશો? પણ જોજો આમ કરતાં તમારો પોતાનો શિકાર કયાં ન થઇ જાય, તે જરા ધ્યાન રાખજો. દામો દલાલ તો મને કહી કહીને થાકયા કે-'ધમલો આડે રસ્તે કયાં ઉતરી ન જાય, તેની સંભાળ રાખજે.' પણ આ ભાઇને તેની કયાં દરકાર છે? ઉલટા વચમાં અમે નોકર રહ્યા, એટલે અમને ખાસડા ખાવા પડશે. આ તો ઠીક, પણ કોઇ પારકું માણુસ જુએ, તો પરબારો તમારાપર ચોરીનોજ બટ્ટો ચડાવે, એટલે દામાભાઇ દીવો લઈને ભલે તમને શોધ્યા કરે. બસ, આજે તો આપણે દામાશેઠને ચોખ્ખે ચોખ્ખું કહી દેવાના કે—'આ ધમલાની જોખમદારીનો હું જવાબદાર નહિ.' વળી વધારે પૂછશે, તો આજના આ શિકારની વાત પણ જરા મીઠું મરચું ભભેરીને કહેવી પડશે."

આ બધું સાંભળીને ધમલો તો ધમોધમ થઇ ગયો. તે ગભરાઇને બિચારો અવાચક જેવો બની ગયો. તેણે વિચાર્યું કે—"આ બલા તે વળી વચમાં કયાં આવી? આના એક એક બોલમાં મારી બધી પોલજ ભરેલી છે. જો આ પોલ પિતાના કાને જશે, તો મારે કયાં પગ મૂકવાની પણ જગ્યા નહિ રહે. અત્યારે મારા ખીસ્સા ગરમાગરમ છે, માટે તેના જોરથી જો જીવલાને દબાવી દઉં, તો એ ટાઢો ગાર જેવો થઇ જશે. ઠીક છે! ચાલો, આ મગમાળાનો શિકાર એકને બદલે બીજાને મળી ગયો, તો પણ આ દલાલના દીકરાને કયાં મોટો ખાડો પડે તેમ છે?" એમ ધારીને તેણે જીવલાના હાથમાં પેલી મગમાળા સાથે પચીસ પાંચીઆ મૂકી દીધા. અને જીવલા સામે એક બોલ પણ ન બોલતાં તે પોતાના નાકની દાંડીપર આંગ-

બીથી ઇસારત કરીને ત્યાંથી પોબારા ગણી ગયો. જુઓ, આનું નામજ 'ઘર ફીટે ઘર જાય.'

---

## પ્રકરણ ૫ મું.

### કરમશીભાઇની કઠોરતા.

કમ્મુને હવે આપણે કરમશી કહીને બોલાવવો પડશે. કારણ કે તે હવે બે પગવાળો મટીને ચાર પગવાળો થયો છે. માણસ ચતુષ્પદી થયા પછી તેવા અધુરા નામથી તેને બોલાવવાનો રિવાજ આપણામાંથી હવે બહુ કમી થઇ ગયો છે. કોણ જાણે કરમશીમાં એટલી બધી કઠોરતા કયાંથી આવી ગઇ? તે કઠોરતાના ગેબી શિક્ષણનો પાઠ એવો તો પઢી આવ્યો હતો કે વેપારની જાહોજલાલી વધતાં અને લક્ષ્મીની તેને સારી જેવી પ્રાપ્તિ થતાં તેની સાથે સાથે કઠોરતા એક હરીફ થઇ તેના અંતરમાં આવીને બેઠી. જેમ જેમ તેની પાસે પૈસો વધતો ગયો, તેમ તેમ તેની કઠોરતામાં ઉલટો વધારો થતો ગયો. વાચક! આપ સમજી શકશો કે લક્ષ્મીમાં જડતા (અજ્ઞાનતા) અને કઠોરતા–એ બે ગુણો રહેલાજ છે. જે પુરૂષો તેના દાસ થઇ તેની સામે હાથ જોડી તેની સેવા (રક્ષા) ઉઠાવવાને એક પગે ઉભા થઇ રહ્યા છે, તેમનામાં ઉકત બે ગુણો ઉતર્યા વિના રહેતાજ નથી. તેથી આપણા કમ્મુ ઉર્ફે કરમશીમાં એ બે નામીચા ગુણો ઉતરીને વિસ્તાર પામ્યા હોય તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. અથવા તો લક્ષ્મીદેવીના પૂજારી થવા માટે કે તેનું રક્ષણ કરવા

માટેજ તેણે આ મનુષ્યનો મોંઘો જન્મ ધારણ કર્યો હોય તો પણ કોણ જાણે ? 'બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા' આ પુરાણી લોકવાયકાને તેણે અક્ષરે અક્ષર અસત્ય બનાવી દીધી હતી. કારણ કે તેના બાપમાં જે ઉદારતા અને વિચારશીલતા વિગેરે ગુણો હતા, તેમાંની જરા ગંધ પણ આ ભાઇસાહેબમાં ન હતી. સખાવતે બહાદૂર કેટલાક દાનવીરોની સખાવતોને તે હસી કહાડતો હતો. અને પોતાથી બની શકે તેવું હોય, તો ત્યાં પોતે જાતે જઇને તેમને ઉપદેશ આપવા મંડી પડતો કે—'શેઠ ! પૈસો સંભાળવાની શું તમારામાં તાકાત નથી ? અથવા તો શું ઉપર આકાશમાંથીજ પરબારી લક્ષ્મી તમારા ઘરમાં ઉતરી છે ? કે આમ છુટે હાથે સહુને આપ્યા કરો છો ?' આવા આવા પત્થરા મૂકીને તે પોતાની જીભલડીને રાતદિવસ મલીનજ કર્યા કરતો હતો. વળી પેલા ઘંટાકર્ણની જેમ ભગવાનના નામથી તે દૂરજ ભાગ્યા કરતો હતો. કોઇંવાર ભાષણ કે ઉપદેશમાં ન છુટકે જ્યારે તેને જવાનો વખત આવતો, ત્યારે અગાઉથીજ તે પોતાના કાનમાં કપાસના પોતા મારીને જતો હતો. આ બધી તકલીફ તે એટલા માટે ઉઠાવતો કે–'દાન, દયા કે ભગવતનું નામ ભૂલે ચૂકે પણ કાન વાટે પોતાના અંતરમાં ઉતરી ઓતપ્રોત થઇને પોતાને તે કોઇવાર હેરાન ન કરે.' વાચક ! કહો, એના જેવો કોઇ વિશ્વમાં વિચક્ષણ હશે ખરો કે ? તેનું કર્મસિંહ એવું નામ રાખવાને બદલે જો કુકર્મસિંહ એવું નામ રાખવામાં આવ્યું હોત, તો ખરેખર ! તેની ફોઇને પણ યથાર્થ નામ પાડવા માટે સાબાશી મળત.

કરમશીના લગ્ન પછી લગભગ બાર મહિને દેમુ ડોસી

મરણ પામી. એટલે પોતાની સ્થિતિ સારી હોવાથી કરમશીની નાખુશી છતાં પાંચા પટેલે પોતાના હાથે ડોસીમાનું બારમું કર્યું અને તેમાં તેણે લગભગ પાંચ હજાર કોરીનો ખરચ કર્યો. તે પછી પટેલ લગભગ આઠ વરસે મરણ પામ્યો. આ વખતે કરમશીને લગભગ પચીશ વરસ થવા આવ્યા હતા. પોતાના પિતાના મરણ પાછળ પાંચ કોરી ખરચવાને તેના સંબંધીઓએ તેને બહુ ભલામણ કરી, પણ તેણે એકજ જવાબમાં પતાવી દીધું કે–'ખાધેલું કયાં છ મહિના પેટમાં રહે તેમ છે?' આથી તેઓ હારીને પાછા ચાલ્યા ગયા. હવે કરમશીના ઘરમાં એક તેની ફોઇ ગંગાબાઇ હતી, તેને ઘરની બધી ભલામણ કરીને કરમશી પોતાના કુટંબ સહિત મુંબઇ આવીને રહ્યો. વાચક! આપણે હજી એક વાત બાકી રહી ગઇ છે. તે એ કે અત્યારે કરમશીને ઘેર ચાર વરસનું એક બાળક છે. એટલે અગાઉના તેના ચાર પગમાં આ બે પગનો ઉમેરો થવાથી કરમશીના હવે છ પગ થયા. અરે હા, પણ એ બે પગ વધ્યા તેને બદલે કરમશીને કંઇક ટાઇટલનું પૂછડું લગાડી દેવું જોઇએ કે નહિ? હા, તેને હવે આપણે કરમશીભાઈ કહીને બોલાવીશું. બસ, આપણા વાણીયાભાઇના 'જસ્ટીસ ઑફ ધી પીસ' એવા મોટા રામપાતર જેવા કંઇ માનપાતર હોય નહિ. પણ હા, એક બીજી વાત યાદ આવે છે કે—'ભમરાને છ પગ હોય એટલા માટે શબ્દકોશમાં તેને ષટપદ કહેવામાં આવેલ છે.' ત્યારે શું આપણા કરમશીભાઇને પણ ભમરા જેવા સમજવા એમ? હા, પોતાની સુખવાસનાને પૂરી કરવા પેલા ભ્રમરની જેમ તેના મનરૂપ મધુકરને હવે કોઇ-

વાર કયાં પણ શાંતિ મળવી મુશ્કેલ છે. સંતોષરૂપ અમૃતમાં સ્નાન કર્યા વિના મનને શાંતિ કયાંથી મળે?

વેપારની બાબતમાં જો કે સચ્ચાઇ અને ઉદારતા રાખવાની જરૂર છે. પરંતુ એ સૂત્રને તેણે કોઇવાર પોતાના હૃદયમાં સ્થાન પણ આપ્યું ન હશે. અને તે આપી પણ કયાંથી શકે? કારણ કે તેનું હૃદય સ્વાર્થ લોભ અને નિર્દયતાના ગંધાતા કાદવથી ભરચક ભરાયેલું હતું. વખારના માણસોને તે ચૂસી ચૂસીને એવા તો સતાવતો કે તે બિચારા બીજે વરસે ત્યાં રહેવા ભાગ્યેજ ઉમેદ કરતા. નવા માણસો રાખતાં પ્રથમ તે કોઇ જાતનો ઠરાવ કરતો નહિ, એટલે પગારના ચુકાદા વખતે તેમની અનેક ગફલત બતાવીને તેમના કામના પ્રમાણુ કરતાં પણ પચાશ પચીશ ઓછા ભરી આપતો. નોકર માણસો તરફ તે લેશ પણ દયા દર્શાવતો નહિ. આથી ઘણા માણસો તો તેનું નામ સાંભળતાંજ પાંચ પગલા પાછા હઠી જતા, પણ જેમને બીજે કયાં નોકરી મળવાનો જોગ બનતો નહિ, તેઓજ ન છુટકે આપણા કરમશીભાઇ પાસે કડવો અનુભવ લેવા આવતા. પોતાની જ્ઞાતિના હોય કે પરજ્ઞાતિના હોય, પોતાના ગામના હોય કે સગાં સંબંધી હોય, પરંતુ કરમશીભાઇએ તો સહુ કોઇને માટે માત્ર એકજ કડક કાયદો રાખ્યો હતો કે–' ઘર જાઓ ઓર મર જાઓ.'

એક દિવસે ભાણજીભાઇ કરીને એક યુવક નોકરીની ઉમેદથી કરમશીભાઇ પાસે આવ્યો. જે વીશા ઓશવાલ જ્ઞાતિનો અને તેના ગામનોજ રહેવાસી હતો. પોતાની પ્રથમની નોકરી છુટી જવાથી બીજી નોકરીની તપાસ કરતાં આપણા કરમશીભાઇનું નામ તેના

સાંભળવામાં આવ્યું. પોતે એકજ ગામનો હોવાથી કરમશીભાઇ પાસે સારૂં ચાન્સ મળવાની તેને આશા હતી. કરમશીભાઇ પાસે આવતાં તેણે પોતાની ઉમેદ જાહેર કરી. એટલે કરમશીભાઇએ પોતાની કપટકળાથી જવાબ આપ્યો કે—'ભાણુજીભાઇ! અત્યારે અમારી પાસે માણસો તો પૂરતા છે, છતાં બીજે કયાં તમને નોકરી ન હોય, તો ભલે ખુશીથી આપણી વખારે કામ કરવા આવતા જજો. પગાર માટે આપણે પછીથી સમજી લેઇશું. આથી ભાણુજી ભાઇને સંતોષ થયો. પછીથી તે બરાબર ટાઈમસર તેની વખારે કામ કરવા લાગ્યો. તે પ્રથમથીજ વેપારી લાઇનનો અનુભવી હતો, એટલે તેને કોઇપણ પ્રકારની ભલામણ કરવાની જરૂરજ ન હતી. એ રીતે નોકરી કરતાં એક મહિનો થયો, એટલે તેણે પોતાના ખરચ માટે પગાર માગ્યો. આથી કરમશીભાઇએ દશ દશના બે કટકા તેના હાથમાં મૂકી દીધા; જે તેના અનુભવ અને કામના પ્રમાણમાં બહુજ ઓછા હતા. એક મહિનાના અનુભવપરથી તેણે કરમશીભાઇની ઉદારતા બરાબર ઓળખી લીધી હતી. એટલે હવે 'પોતાના પગારનો ઠરાવ કર્યા વિના ન રહેવું' એવી ધારણાથી તેણે કહ્યું કે—'શેઠ! મારા કામની કદર કરીને હવે મારા પગારનો ઠરાવ થવો જોઇએ. કારણ કે મારી પાછળ બીજા ચાર જીવ છે. તેમનો આધાર પણ મારી આ નોકરી ઉપરજ છે. વળી દેશ કરતાં મુંબઇના ખરચ વધારે, એટલે બધાનું ગુજરાન ઓછે પગારે ચાલી ન શકે.'

કરમશીભાઈ:—'ભાણુજી! આ વીશ રૂપીઆમાં કાંઇ તારે એક મહિનાનો પગાર માનવાનો નથી, પણ આ તો તને ખપ

પૂરતા હમણા આપ્યા છે. કુટંબના ખરચ તો દરેકની પાછળ લાગ્યા પડયા છે. છતાં આટલેથી તારો નિર્વાહ ન ચાલે, તો હમણા દશ પંદર રૂપીઆ કોઇની પાસેથી ઉછીના લઇ લે. અહીં તો અમારે ભાગીયા સાથે કામ રહ્યું, એટલે અગાઉથી વધારે ન અપાય.'

ભાણજી—'શેઠ! નોકરી આપની કરૂં, અને ગામમાંથી ઉછીના લઇને મારૂં ગુજરાન ચલાવું—એ કેવી મૂર્ખાઇની વાત? કદાચ મારા નામપર પાંચ રૂપિઆ વધારે થઇ જશે, તો પણ આપ મારા જ્ઞાતિના અને ગામના છો. વળી હું આપનો એક ધર્મબંધુ છું. પોતાના જ્ઞાતિલા અને ધર્મબંધુઓને સહાય આપી તેમના દુઃખ દૂર કરવાને આજે ઘણા શ્રીમંતો હજારો અને લાખો રૂપીઆનો ખરચ કરે છે. આપ સાહેબની મીઠી નજર હશે, તો પણ હું મારા કુટુંબનું સુખેથી ભરણ પોષણ કરી શકીશ.'

કરમશીભાઇઃ—'ભાણજી! કાલે કંઈ તકરાર થઇ અને તું અહીંથી નીકળી જાય, અગર અમે તને રજા આપીએ; તો પછી એ વધારાના રૂપીઆ માટે શું અમે વાટે ને ઘાટે તારી પાસે ઉઘરાણી કર્યા કરીએ? આપણે એક જ્ઞાતિના, એક ગામના અને એક ધર્મના છીએ, તે હું કયાં નાકબૂલ કરૂં છું? વળી આજ કાલ મુંબઇમાં સટ્ટાની સુખડી બહુજ સસ્તી થઇ પડી છે. અને તેથી તે શ્રીમાંતોના ઘરમાં સટ્ટાના ખટ્ટા રૂપીઆ બહુજ ઉભરાઇ જતા હશે કે તેમની લોખંડની તીજોરીમાં સમાતા નહિ હોય, તેથી તેઓ આમ હજારો નગદ નાણાપર પાણી ફેરવીને લક્ષ્મીદેવીનું હડહડતું અપમાન કરવા બેઠા છે. અહીં કયાં તેવા નકામા

નાણા પડયા છે? અહીં તો પૂરા પરસેવાના પૈસા છે. તે જાણી જોઇને પોતાના હાથે કાંઇ કોઇને મુફત આપી દેવાય ખરા કે? જો, ભાણજી! આજે તારી ઉપર દયા કરવા જઇએ, તો કાલે બીજા તારા જેવા ચાર મારે આંગણે આવીને ઉભા રહેશે. કહે, એવી રીતે અમે કેટલાની દયા કરવા જઇએ? વળી આજ કાલ દયા ખાવા જઇએ, તો પોતેજ ખવાઇ જઇએ. જેમને મીઠું મીઠું કહીને બોલાવવા જઇએ, તે આપણાજ માથે ચડીને બેસે છે. માટે તેવા વધારાના નાણા સાચવવાની મારામાં કયાં તાકાત ઓછી છે? કે તે બીજાઓને મુફત આપું? ભાણજી! તું ગરીબ અને બાળગોપાળવાળો છે, તેથી જા, તને પચીશ ઉપર એક મીંડું ચડાવી આપીશું, પણ કામ કરવામાં કાંઇ કચાશ રાખીશ નહિ હો.'

ભાણજીભાઇ તો બીજે કયાં છ સોનો પગાર નક્કી કરી આવ્યો હતો, એટલે હવે તેને માત્ર કરમશીભાઇના કાવાદાવાજ જોવાના હતા. તેની આ અઢીસોની ઉદારતા ભાણજીભાઇથી સહન થઇ શકી નહિ. કરમશીભાઇના કલેજાની કથા સાંભળીને તેનું ભેજું જરા ચસકી ગયું. તે એકદમ જુસ્સા અને ગુસ્સાથી બોલ્યો—

"કરમશીભાઇ! આપે મારા માટે આટલી બધી ઉદારતા બતાવી, તેને માટે હું આપનો ઉપકાર નહિ પણ ધિક્કાર માનું છું. માણસોના શરીરનું માંસ ચૂસી ચૂસીને તેમને ખરચ પૂરતો પણ પગાર ન આપવો—એ શું એક વેપારી બચ્ચાનું કામ છે? શેઠ! તમે આજે આ બગલાની પાંખ જેવા ઉજળા થઇને ફરો છો, તે તમારા માણસોનાજ પ્રતાપે. તમે આજે મનગમતા ખાનપાન ખાઇ પીને મદોન્મત્ત હાથી જેવા મસ્ત થઇને ફરો છો, તે પણ તમારા

માણસોનાજ પ્રતાપે. જો તેમણે પોતાના શરીરના ભોગે તમને સહાયતા ન આપી હોત, તો શું તમે આજે આવા મદોન્મત્ત થઇને ફરી શકત ખરા કે? એવો તે કયો વેદીયો ઢોર તમને પઢાવીને પાટલે બેસારી ગયો છે કે—'જ્ઞાતિબંધુ અને ધર્મબંધુને સહાય આપવામાં ધનનો ખરચ કરતાં લક્ષ્મીદેવીનું અપમાન થાય.' શું ત્યારે દાન, ધર્મ અને દયા વિના એ વેદીયો તમને અહીંથીજ સીધી સ્વર્ગની સીડી માંડી આપશે એમ? વાહ! શેઠ! આ સ્વર્ગના સીધા રસ્તાની કુંચી તો એક તમારેજ હાથ આવી ગઇ લાગે છે. શેઠ! પેલા દાનવીરોનું દાન જોઇને તમે લક્ષ્મીનું અપમાન સમજો છો; પણ ખરી રીતે તો લક્ષ્મીદેવી, તમારા જેવા મખ્ખીચૂસ માણસોના હાથમાં સપડાયાથી તે બિચારી પશ્ચાત્તાપના તાપમાં રાતદિવસ તપ્યા કરતી હશે. મુરબ્બી શેઠ! હું ઘણો દિલગીર છું કે—સ્વર્ગનો સીધો રસ્તો શોધનાર આપના જેવા શોધકો પણ મારા દેશ, ગામ અને ધર્મમાં સંખ્યાબંધ મોજુદ છે. શેઠ! આપની લક્ષ્મી અને લીલા આપ સાહેબનેજ મુબારક હો. એની ઝેરી હવાનો સ્પર્શ પણ અમારા જેવાને બહુ નુકશાનકર્ત્તા છે. જે લક્ષ્મીને પોતાના ઉપયોગમાં લેતાં પણ તમારા હાથને કંપારી છુટે છે, તે અમારા જેવા જ્ઞાતિબંધુને શું કામ આવવાની હતી? એ લક્ષ્મીનો વારસો કુદરત કોને આપશે, તે કાંઇ અત્યારે સમજી શકાતું નથી. ઠીક, સાહેબજી! કંઇ વધારે બોલાયું હોય, તો દરગુજર કરશો." એટલું બોલતાંજ ભાણજીભાઇ તરત ત્યાંથી ચાલ્યો ગયો. કરમશીભાઇ કંઇક બોલવા જતો હતો, પણ તે સાંભળવાની દરકાર ન કરતાં તે ચાલી નીકળ્યો.

વાચક ! માત્ર આટલીજ કૃપણતાથી કરમશીભાઇના હૃદયનો માપ થઇ શકે તેમ ન હતું. એવા એવા તો અનેક તરેહના તરંગો તેના અંતરંગમાં ઠાંસી ઠાંસીને ભરેલા હતા. જેમાંના આ એક બે તો માત્ર નમુનારૂપજ હતા. તેની વખારપર કોઇ બ્રાહ્મણ કે ભિક્ષુક આવતો, ત્યારે તેને તો તે એમજ ચોપડાવતો કે— "શું તારા બાપદાદાની અહીંયા થાપણ બાપણ મૂકી છે કે રોજને રોજ આવીને અમારૂં માથું ખાય છે? આવડા મોટા મુંબઇ શહેરમાં તારો પાપી પેટ ભરાતો નથી કે આખો દિવસ અહીંજ આવીને ઉભો છે? મુંબઇમાં સદાવ્રતોની કયાં ખોટ છે? અમે અમારૂં કામ સંભાળીએ કે તમને સંભાળીએ? તમે લોકોએ તો દાતારોને સતાવવાનો એક જાતનો ઇજારો લીધો છે. મુફતના માલપાણીથી મસ્ત બનીને તમે લોકો દેશની દરિદ્રતામાં વધારો કરો છો. હમણા કોઇ એવી લડાઇ પણ જાગતી નથી. કે સરકાર બાપુ તમને વગર ટીકીટે આગબોટ કે આગગાડીમાં બેસારીને ત્યાં ઝાડુ કહાડવા લઇ જાય. અરે પ્રભુ! અમારા દેશમાં આવા આળસુ અને નકામા માણસોને શા માટે પેદા કર્યા? અરે પરમાધામીઓ! તમને જો માણસોની જરૂર હોય, તો અહીં આવો અને હરામના માલપાણીથી માતેલા આ માણસોને તમારા હથીયાર ઉપાડવા કે મુકવાના કામમાં ગોઠવવા તમારા પેલા કત્તલખાનાઓમાં લઇ જાઓ." આવા આવા મર્મભેદક અનેક કડવા વાકયો તેણે ગોખીને મ્હાડે કરી રાખ્યા હતા. એટલે બાજુ કંઇ દાન આપવાને બદલે તે ખુલ્લા મને અને મોકળી જીભે ગાલપ્રદાનજ કરતો હતો. આથી ઘણા ભિક્ષુકો તો ત્યાં આવતાજ બંધ થઇ ગયા, છતાં કોઇ અજાણ્યા બિચારા ભૂલેચુકે ત્યાં આવી ચડતા,

તો તેમને ઉપરનુંજ દાન મળતું. આથી તેઓ બીજીવાર ત્યાં આવવાની ઉમેદ પણ કદી કરતા ન હતા.

એક દિવસે ભિક્ષુકો બધા ભેગા થયા અને ચળવળ ચલાવતાં તેઓ સર્વાનુમતે એવા ઠરાવપર આવ્યા કે—"દાનની સાથે દુનીયામાં કીર્તિ તો મળવીજ જોઇએ. આપણા કરમશી શેઠ ગમે ત્યારે ગમે તે ભિક્ષુક તેના આંગણે ઉભો રહે, તે વખતે હજાર કામ હાથમાંથી પડતા મૂકીને તે આવનાર યાચકને એક પ્રકારનું ગેબી દાન આપવાને માટે તે એક સિંહની માફક તરતજ તૈયાર થઇ જાય છે. (તાળીઓ) આ તેમની કદર બૂઝવા આપણે અત્યારે અહીં એકઠા થયા છીએ. તો આપણી આ સભા આજે રા. રા. કરમશીભાઇને તેમના ગુણ પ્રમાણે એક ભયંકર અને ઝગમગતો ગાલિદાતાનો માનવંતો ઇલકાબ આપતાં પોતાને કદરદાન માને છે. (તાળીઓ) જે કરમશીભાઇના પ્રદાનના પ્રમાણમાં કંઇજ નથી. (તાળીઓ) આશા છે કે તેઓશ્રી આ અપૂર્વ ઇલકાબને અલંકારની જેમ અંગીકાર કરીને અમારી આ તનતોડ તકલીફનો બદલો આપવા કોઇવાર પોતાના ગરમાગરમ હાથ, પગ કે જીભ લંબાવશે." બસ, છેવટે સભા સમાપ્ત થતાં તેઓ કરમશીભાઇના નામનો 'જય બોલ્યા કે ક્ષય બોલ્યા' તે ગગનગર્જી કોલાહલમાં બરાબર સાંભળવામાં ન આવ્યું. આ ઉજળા ઇલકાબની વાત જયારે કરમશીભાઇના કાને આવી, ત્યારથી તે માગવા આવતા ભિક્ષુકોને ગાલીઓની ડબલ દક્ષિણા દેવા લાગ્યો.

વાચક! ભિક્ષુકોએ ભેગા થઇને આવો ખાટો ખેતાબ કોઇ દાનવીરને કયાં આપ્યો હોય, એમ આપે કોઇવાર સાંભળ્યું છે?

નહિ તો આપણા કરમશીભાઇને તેમાં આજથી પેલા નંબરે ગણજો. પણ આ આટલી બધી હીલચાલથી કરમશીભાઇને તો એક મેથી કે મગના દાણા જેટલી પણ અસર નજ થઇ. કહો, આવા દાનવીરો પણ દુનીયામાં શોધ્યા જડે ખરા કે નહિ ?

ખરેખર ! દુનીયામાં લસણ ન હોત, તો કસ્તુરીની કીંમત આટલી બધી વધી જાત ખરી કે ?

---

## પ્રકરણ ૬ ઠું.

### દામા દલાલની દુર્દશા.

વાચક ! દામા દલાલના પુણ્યની લિમીટ હવે પૂરી થવા આવી છે. તેની પડતીના પાસા પડવાની અણી ઉપર છે. તેના તરફ હવે કુદરતની કડવી નજર થઈ છે. તે બિચારો પડદાની પાછળ રહેલ પોતાના ભવિષ્યને ભલે જોઇ શકતો નથી, પણ તેના પાપનો ઘડો હવે ફુટવાની તૈયારીમાં છે. તેની એજન્સીની સાથે હવે તેની શૂરાતનનો પણ અંત આવવાનો છે. બાળવિધવાઓના ગુપ્ત શ્રાપોનું સૈન્ય હવે તેને ચારે બાજુથી ઘેરી લેશે, તે આપણા અને દુનીયાના પણ જોવામાં આવીજ જશે. તેના પુણ્યની ઇમારતમાં તેણે પોતેજ આગ લગાડી છે, તો હવે તેને ભસ્મીભૂત થવાને કેટલો વખત લાગવાનો હતો ? અત્યારે જો કોઇ ભવિષ્યવાદી આવીને તેના કાનમાં તેનું ભયંકર ભવિષ્ય કહી સંભળાવે અને તેથી તે કોઇ મહાત્માની

મીઠી છાયામાં છુપાઇને કુદરતથી બચવા પામે, તો કોણ જાણે? નહિ તો તેના બચાવનો હવે એકે રસ્તો રહ્યો નથી. દુનીયામાં પાપાત્માઓને પોતાના પાપનું ફળ મળે અને ધર્માત્માઓને તેમના ધર્મનું ફળ મળે, તોજ આ જગતનો વ્યવહાર ચાલી શકે. મનુષ્યના સારા યા નરસા ભાગ્યને બીજું કોઇ ઘડનાર નથી, પણ તેનો તે પોતેજ ઘડનાર છે. છતાં તેવી બાબતમાં બીજા કોઇને દોષ દેવો—એ શું મૂર્ખાઇ નથી? એક સાધારણ પાપી વિચાર કરવા જતાં પણ ચારે બાજુથી ભય આવીને મનુષ્યને ઘેરી લે છે, તો પછી તેવાં કાતીલ કૃત્યો કરીને શું તે નિર્ભય થઇને ફરી શકે ખરો?

* * *

માજા—એ સ્ત્રીઓને સુરક્ષિત રાખવાની એક મજબૂત દિવાલ છે. જો કમભાગ્યે એ દિવાલ તૂટી પડે, તો પછી તેમને સુરક્ષિત રાખવાને કોઇ પણ સમર્થ નથી. આપણા દામા દલાલની સ્ત્રી વાલબાઇનું પણ તેમજ બન્યું છે. તેણે પોતાની માજારૂપ દિવાલને તોડી પાડીને જમીનદોસ્ત કરી દીધી છે. તે જીવલાના ફંદમાં એટલી બધી ફસી પડી છે કે—'તેને કેટલા હજારની દક્ષિણા અપાઇ?' તે પણ તેના ખ્યાલમાં નથી. તે માત્ર મન્મથને માન આપવાના ઝેરી નિસ્સામાંજ મસ્ત છે. 'જીવલો પોતાના ઘરમાંથી કેટલા દાગીના અ[illegible] [illegible]ટલા પાંચીઆ લઇ ગયો?' તેની સરત રાખવાની તેનામાં દ[illegible]જ કયાં છે? તે તો રાતદિવસ એક કામદેવનેજ પ્રસન્ન કરવાની માળા જપ્યા કરે છે. વળી આ બાજુ ધમલાને પણ કોણ પૂછનાર છે કે—'તું આખા દિવસમાં કેટલા પાંચીઆપર પાણી ફેરવી આવે છે?' આ બધી પોલ કાંઇ પાંચ પંદર દિવસની નથી?

તે મહિનાના મહિના તો શું પણ ચાર વરસથી તે બરાબર એવાને એવાજ વેગથી ચાલી આવે છે. દામા દલાલનું આ બીજું ઘર હતું. આપણા ધમ્મુભાઇ તેની પ્રથમની સ્ત્રીના સુપુત્ર છે. વાલબાઇનું પાણીગ્રહણ કર્યા પછી થોડાજ વખતમાં તેની ઠમકતી ચાલ, બોલવાની ચતુરાઇ અને કોમળતા, તેના હાથ અને પગનો લટકો મટકો, તેના ખીલતા યૌવનનું ઉભરાઇ આવેલું સૌંદર્ય, તેના ગૌરવરણા ગાલ, તેની કપડા પહેરવાની ઢબ, બાળેહરણી જેવી તેની અણીઆરી અને જાદુભરી આંખ અને વધારામાં તેની ચંચલતા—આ બધું જોઇને દામો દલાલ તો તેનાપર ફીદા ફીદાજ થઇ ગયો. પોતાની આ રંભા જેવી રમણીથી તે જગતને તૃણવત્ માનવા લાગ્યો. તેને સ્વર્ગની પણ હવે પરવા ન રહી. દામાને હવે સવાસો ટકા ખાત્રી થઇ ગઇ કે—"દ્રૌપદી કરતાં પણ વધારે ચાલક આ સતી મારી તીજોરીની તમામ મીલકત બરાબર સંભાળી શકશે. એટલે પછી તે ગણવા કે ગોઠવવાની તેમજ લેવડ દેવડ કરવાની મારે એક રતિભાર પણ તકલીફ ઉઠાવવી પડશે નહિ." એમ ધારીનેજ તેણે પોતાના કંદોરાપર લટકતી ચાવીને તે લલનાની લચકાતી કેડપર લટકાવી દીધી અને તે પણ પોતાનાજ હાથે. વાલબાઇ પોતે જરા ભણેલી, બોલવામાં કયાં બંધાઈ ન જાય તેવી અને મોટા મોટા મર્દોને પણ પાણી ભરાવે તેવી હતી. પણ માત્ર એક માજાની દિવાલને તોડીને તેણે તેના ટુકડે ટુકડા કરી નાખ્યા હતા. ધમલો 'જુગારમાં નાણાનું પાણી કરી આવે છે.' એ તેની નજર બહાર ન હતું. છતાં તેમાં પણ તેનો એક છુપો ભેદ સમાયેલો હતો, અને તેથી જીવલો જ્યારે કંઇ લેવડદેવડના બાને ચાવી માગતો,

ત્યારે વાલબાઇ કંઇ આનાકાની કે પુછયા વિનાજ તીજોરીની ચાવી, તેના જુગારથી ખરડાયેલા હાથમાં મુકતી.

* * * *

ઘણા દાક્તરો અને હકીમો કહી ગયા છે કે 'જે માણસ રાત-દિવસ એક જાતના વિચારોની ગડમથલમાં પોતાના મનને રોકી રાખે છે અને એક ઘડીવાર પણ જે પોતાના મગજને શાંતિ કે સુખ આપતો નથી, તે માણુસના મગજની ઘણીવાર ડગરી ખસી જાય છે. અથવા તો તેના શરીરને એવો કોઇ ભયંકર રોગ લાગુ પડે છે કે જે તેને શમશાન સુધી લઇ જાય છે. અહીં આપણા દામા દલાલની પણ એવીજ સ્થિતિ થઇ. કેટલાક કાવાદાવાના વિચારોની ગડમથલ અને ખોરાકમાં કયાં તીખાશ વધારે હોય તો કયાં ખટાશ વધારે હોય, કોઇવાર ટાઢું હોય તો કોઇવાર માત્ર નાસ્તાથીજ પતાવવાનું હોય-તેમાં પણ વળી ટાઇમસર તો ભાગ્યેજ કોઇવાર તેને ખાવાનું મળતું. આવા કારણોને લીધે તેને સંગ્રહણીનો ભયંકર રોગ લાગુ પડયો. તેમ છતાં સ્વાર્થના જોરથી કેટલાક દિવસો તો તેણે જેમ તેમ તાણી તાણીને કહાડયા. પણ જયારે તે એક લોથ જેવો થઇ ગયો, અને હાલતાં ચાલતાં પણ તેને ચકરી આવવા લાગી, ત્યારે તે ઘરમાં આવીને પડયો. હવે દોડાદોડી કરવાની તેનામાં તાકાત ન હતી. જો કે પેલા શયતાનોના અને પેલા ખાખી પૂતલાઓના તેને કાગળો તો આવતા, પરંતુ હવે તો તેનો પુરેપુરો જવાબ લખી નાખવાની પણ તેનામાં શકિત રહી ન હતી. તે ઘણે ભાગે માત્ર છાશ અને દવાપરજ રહ્યો હતો. આ વખતે પોતાના ભયંકર પાપનું સ્મરણ થતાં તેને ભાસ્યું કે—'આ હઠીલો રોગ હવે મને

થોડાજ વખતમાં શમશાન દેખાડશે'. છતાં જીવવાની આશા સહુ કોઇને એક સરખીજ હોય છે. દવા કરતાં અને પરેજ પાળતાં એક મહિના પછી તેને કંઇક આરામ જણાયો. એટલે હરવા ફરવાની અને કંઇક વાતચિત કરવાની તેનામાં તાકાત આવી.

એક દિવસે તીજોરીની તપાસ કરતાં તેમાં માત્ર પચીશ હજાર કોરીજ તેને માલુમ પડી અને દાગીના પણ માત્ર આઠ દશજ તેના જોવામાં આવ્યા. આથી તેને એકદમ ધ્રાસકો પડયો અને તેની સાથે તેને ચક્કર આવી ગયા. પંદર મીનીટ પછી તે સાવધાન થઇને ચિંતા અને ગંભીર વિચારમાં પડી ગયો કે—" એજન્સીની આટલી બધી પેદાશ ગઇ કયાં ? કોઇને ઉધાર કે વ્યાજે નાણા આપવાની તો મેં સખ્ત મના કરી છે. ત્યારે શું આ ધમલો આટલી બધી રકમ કયાં આડે રસ્તે ઉતારી આવ્યો ? તેમ પણ ન બને. કારણ કે તીજોરીની ચાવી તો પેલી રાંડના હાથમાં હતી. ત્યારે શું એ રાંડે કોઇને ખવરાવી દીધા ? કે પોતાના બાપને ઘેર તે મૂકી આવી ? લગભગ એક લાખ કોરી કરતાં ઉપરાંત રકમ હોવી જોઇએ. ઘરનો તે એટલો બધો કયો મોટો ખરચ હતો કે જેમાં આવડી મોટી રકમ ચટણીની જેમ ચટ થઇ જાય ? અરે ! પણ આટલી માથાકુટ અને મહેનત કરી, તેના બદલામાં દામાને માત્ર સંગ્રહણી રોગજ ? નહિ, આમાં કંઇક ગેબી ભેદ હોવો જોઇએ. ફિકર નહિ, કંઇક સાજો થયા પછી એનો બરાબર ઇન્સાફ આપીશ. અત્યારે તો ઉંચેથી બોલવા જતાં પણ અંદરના હાડકા બધા ખડખડી ઉઠે છે. વળી અત્યારે જો એ રાંડને કે ધમલાને ધમકાવીશ, તો મારી ચાકરી કરવા ઉભા પણ નહિ રહે." એમ ધારીને

તેણે અત્યારે તો પોતાના મનમાંને મનમાંજ એક કડવો ઘુંટડો પી લીધો.

એજન્સીની ગડમથલ તો તેણે મૂકી દીધી અને તેથી તે કંઇક સાજો પણ થયો, પરંતુ આ નગદ નાણાની નવી ગડમથલ તેને લાગુ પડીને તેના રોમેરોમમાં વ્યાપી ગઇ. ચિતા કરતાં પણ પ્રબળ અને પ્રચંડ આ ચિંતા તેના અંતરમાં ઉતરીને દેવદારના ખાલી ખોખા જેવા તેના ક્ષીણ શરીરને ક્ષણે ક્ષણે બાળવા લાગી. આથી તેનો રોગ વધીને પ્રથમ કરતાં પણ વધારે ભયંકર રૂપમાં આવી ગયો. હવે શ્વાસ લેતાં તેની છાતી એક ભુંગળાની જેમ અવાજ કરતી હતી. તેની આંખોના ડોળા નિસ્તેજ થઇને બહુજ ઉંડા ઉતરી ગયા હતા. તેના મુખપર જાણે મરણની શ્યામ છાયા છવાઇ રહી હતી. બોલવા જતાં તેની છાતી કંપી ઉઠતી અને તેથી તે બરાબર સમજી શકાય તેમ સ્પષ્ટ બોલી શકતો ન્હોતો. પોતાની સ્ત્રી અને ધમલાને જોઇ જોઇને તેને પેલા નગદ નાણાની વાત વારંવાર યાદ આવતી અને તેથીજ તે વધારેને વધારે ભયંકર સ્થિતિ ભોગવી રહ્યો હતો. આ અંતરની ગુપ્ત ચિંતાએ તેને એટલેસુધી ઘાયલ બનાવી દીધો કે તેણે પોતેજ હવે પોતાની જીવનદોરીની આશા મૂકી દીધી. તે બિચારાને હવે પોતાના પૂર્વ પાપને યાદ કરીને તેનો પસ્તાવો કરવાનો અવકાશજ કયાં છે? કારણ કે નગદ-નાણાની ચિંતા તે બિચારાને બલાત્કારથી લગભગ મરણ પથારી સુધી ઘસડી ગઇ છે.

એવામાં દેવજીભાઇ કરીને એક તેનો જુનો દોસ્ત હતો, તેને દામાની બીમારીના ખબર મળવાથી તે એકદમ ત્યાં આવ્યો. તેણે

માધવનિદાન તથા બીજા બે ત્રણ વૈદક ગ્રંથોનો સારો અભ્યાસ કર્યો હતો. પણ પોતાની સ્થિતિ સારી હોવાથી તેવો ધંધો કરવાની તેને જરૂર ન હતી. તેણે પ્રથમ દામાને આગળની હકીકત પૂછી અને તેમાં રોગ પાછો ઉથલો કરીને આટલી હદસુધી તેને લઇ આવ્યો, એ બાબત તેને જરા વિચારવા જેવી લાગી. તેનું ગુપ્ત કારણ તેને કંઇ જુદું જ ભાસ્યું. છેવટે જ્યારે બહુ આગ્રહથી તેણે દામાને પૂછ્યું, ત્યારે તેણે પોતાના અંતરની સાચેસાચી વાત તેને કહી બતાવી. આથી "તેના રોગમાં વધારો કરનાર એક તેની સ્ત્રી અને બીજો ધમલો—એ બે કારણ મુખ્ય માલુમ પડયા. અને હવે પછી પણ જો આવીને આવી સ્થિતિ રહેશે, તો દામાભાઇ માત્ર આઠ દશ દિવસના પરોણા થઇને સદાને માટે ચાલ્યા જશે." એમ ધારીને દેવજીભાઇએ તેને માટે એક અલગ મકાનની સગવડ કરી આપી. અને દામાની સારવાર માટે એક પગારદાર માણસ રાખી લીધો. એ મકાનમાં દામાપાસે તેની સ્ત્રી અને ધમલો ન જાય-એવી તેણે સખ્ત ભલામણ કરી. આ પ્રમાણે વાલબાઇ અને ધમલાનો અટકાવ થવાથી તથા દવા અને પરેજની બરાબર કાળજી રાખવાથી તેનો રોગ પાછો કંઇક નરમ પડયો, અને દિવસે દિવસે તેના શરીરમાં જરા જોર આવતું ગયું. છેવટે વૈદ્યની સલાહથી તે મુંબઇ આવ્યો અને ત્યાં એક મોટા પ્રખ્યાત દાકતરની તેણે દવા ચાલુ કરી. આથી ત્રણ મહિનામાં લગભગ તેને બાર આના જેટલો આરામ થઇ ગયો. પરંતુ તેટલા વખતમાં તેને લગભગ બે હજાર રૂ. કરતાં વધારે એટલે દશ હજાર કોરીનો ખરચ થયો અને તેથી પેલી પચીશ હજારની તીજોરી માંની એક ખુણ ખાલી થઇ ગઇ.

આ બાજુ પોતાના ઘરમાં બહારની આવક બંધ થઇ એટલે વાલબાઇની ખુમારી પણ હવે ક્ષીણ થવા લાગી. ધમલો પણ હવે ઘરમાંથી ભાગ્યેજ કોઇવાર પાંચ પાંચીઆ પામી શકતો. છતાં પેલી જુગારની લાનતને લીધે તે હવે બાના બતાવીને બહારથી પૈસા ઉછીના લેવા લાગ્યો. તોપણ એ વ્યસન તો એનું પ્રથમ કરતાં બહુજ ઓછું થઇ ગયું. છતાં ગામના ગૃહસ્થોના કેંક છોકરાઓને જે તેણે જુગારના કીડા બનાવી દીધા હતા; તેથી તેમના માબાપોની ધમલાપર બહુજ કડવી નજર રહેતી આવી, અને જો લાગ આવે તો કોઇવાર તેનો બદલો લેવાને પણ તે તૈયારજ હતા. એવામાં એક દિવસે ગામમાં કામ પ્રસંગે માંડવીથી એક પોલીસ સીપાઇ આવેલ, તેને ખાનગી સુચના કરીને કેટલાક લોકોએ ધમલાને જુગાર રમતાં પકડાવ્યો. આ વખતે પોલીસને આજીજી કે સત્કાર કરીને પણ તેને કોઇ છોડાવે તેવો ન હતો. કારણ કે ઘણાખરા તેને પકડાવવામાંજ સામેલ હતા. એટલે ધમલાભાઇને પોલીસના પાકા આશ્રયતળે રહેવાનો વખત આવ્યો.

* * *

જુઓ, આજે માંડવીના બારામાં એક સ્ટીમર દેખાય છે. અને તે પણ બ્રીટીશ ઇંડીયા સ્ટીમ નેવીગેસન કંપનીની છે. સ્ટીમર માંડવીના બારામાં આવતાંજ બધા ઉતારૂઓને કહી દેવામાં આવ્યું કે—'દરીયો બહુ તોફાની લાગે છે, માટે આજે અહીં ઉતરવું સલામતી ભરેલું નથી.' આ હિતશિખામણ કેટલાક સમજુ માણસોને પસંદ પણ પડી, પરંતુ કેટલાક પોતાની વ્હાલી કે વ્હાલા-

ઓને ભેટવાને તલપી રહ્યા હતા, તેમને એ એક વિઘ્ન જેવી લાગી. વિયોગના બે દિવસ વધારે વહી જાય--એ સહન કરવું તેમને બહુ મુશ્કેલ હતું. તેથી તેઓ ત્યાં બે મછવા આવેલ હતા, તેમાં કુદી પડયા. તે વખતે પવન, એક કાળા નાગની જેમ ફુંફાડા મારી રહ્યો હતો. અને તેથી દરિઆના મોજાઓ ઉંચે ઉછળી ઉછળીને જાણે આકાશમાં ઉડવાની તૈયારી કરતા હોય એવા ભાસતા હતા. સ્ટીમરથી મછવા છુટયા ત્યારે લગભગ સાંજના પાંચ વાગ્યા હતા. વળી તે દિવસે તોફાની તરંગોને લીધે સ્ટીમર પણ અડધો માઇલ આઘે ઉભી રહી હતી. પેલા વ્હાલાના વિયોગી માણસો ઉતરવાં તો ઉતરી ગયા, પણ પછીથી તેમને એક એક સમય યમરાજાના સંદેશા જેવો ભાસતો હતો. એક મોજા પછી બીજા મોજા સુધી મછવો સહીસલામત રહેશે કે કેમ? તેની પણ શંકા થઇ પડી હતી. તે વખતે 'કોઇ દેવની તો કોઇ દેવીની, કોઇ યમની તો કોઇ યક્ષની, કોઇ પીરની તો કોઇ ફકીરની, કોઇ માતાની તો કોઇ જોગણીની'–એમ સહુ કોઇ પોતપોતાની આસ્થા પ્રમાણે સાચા મનથી માનતા કરવા મંડી પડયા. 'આ એક વસમો વખત ઓળંગી જઇએ, તો હવે કોઇવાર મુંબઇ ન જઇએ. અને જઇએ તો સ્ટીમર રસ્તે ન આવીએ.' એમ ધારીને કેટલાક માણસોએ ત્યાં પાણી લઈ લીધું. પણ આ વસમા વખતનેજ તેઓ ઓળંગી શકશે કે નહિ, તેની કયાં પૂરી ખાત્રી હતી? અત્યારે તો તે બધા બિચારા કાળના મુખમાં હતા. જોતજોતામાં સૂર્ય પશ્ચિમના આકાશની પેલે પાર પહોંચી ગયો. અને રાત્રિ જગતપર પોતાનું જોર ચલાવવા તૈયાર થઇ. છતાં

પેલા બે મછવા હજી કીનારાની બહુ દૂર ઉછળાતા મોજાઓમાંજ અથડાતા હતા. અને તે પણ એક પૂર્વમાં અને એક પશ્ચિમમાં. નિબિડ અંધકાર ચોતરફ છવાઇ ગયેલ હોવાથી કીનારાની સપાટી તો કયાંથી નજરે પડે? પણ માત્ર એક દીવાદાંડી અને કેટલાક ઝાંખા દીવા જોવામાં આવતા, જેથી 'ત્યાં કીનારો છે'—એમ અનુમાન કરી શકાતું. કીનારાપર ઘણા લોકો એ ડગમગતા બે મછવાની એકી નજરે રાહ જોઇ ઉભા હતા. પણ અત્યારે તે એક એવા અદ્ભુત યોગીને કયાંથી શોધી લાવે કે જે પોતાના યોગબળથી એ બંને મછવાને તાણીને કીનારાસુધી લઇ આવે? રાતના લગભગ દશ, અગીયાર અને બારના ટકોરા થયા, પણ એ બે મછવાનું કંઇ નામ કે નિશાન કયાં જોવામાં ન આવ્યું.

સવાર થતાં બાળસૂર્યના સોનેરી કિરણોએ જ્યારે પૃથ્વીને સુવર્ણ જેવી બનાવી દીધી અને પવનની સાથે સમુદ્રના ભયંકર મોજા શાંત થયા. તે વખતે પાણીના તરંગો સાથે તણાતી તણાતી કેટલીક લાસો કીનારાપર આવીને અટકી. એટલે તરત પોલીસ અને દાક્તરને ખબર પહોંચાડવામાં આવી અને તેની સાથે એ ભયંકર ખબર ગામના પણ ચારે ખુણામાં ફરી વળી. દાકતરી તપાસ ચાલતાં એ અગીયાર લાસમાંથી માત્ર એક લાસમાં કંઇક ઉંડું અને અદૃશ્ય ચેતન હતું. એટલે તેને સારવાર માટે હોસ્પીટલમાં લઇ જવામાં આવી. અને બાકીની દશ લાસોને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો.

વાચક! એ સજીવન લાસ કોની? તે સચેતન લાસ આપણા

માનવંત પેલા દામા દલાનીજ હતી. તે આ અણધારી આફતમાં શી રીતે સપડાઈ ગયો ?

આપણે વાંચી ગયા કે એનો ડાહ્યો દીકરો પેલો ધમલો પોલીસના હાથમાં ગયો. અને એ સમાચાર જ્યારે વાલબાઇના કાને આવ્યા, કે તરતજ તેણે મુંબઇ દામાદલાલને અરજંટ તાર કર્યો—'**ધમલો પોલીસના હાથમાં, તમે જલદી આવો.**' આ તાર મળતાંજ દામાના મનમાં સાત પાંચ થઇ પડયા. તે મોટી ચિંતામાં પડી ગયો કે—'ધમલે કોની ચોરી કરી હશે કે કયાં આડે રસ્તે ઉતરીને અથડાણો હશે ? તેવા ફંદમાં બીજા કોઇએ ઇરાદાપૂર્વક એને ફસાવ્યો હશે કે પોતે તેવા કોઇ લંપટનો સોબતી બનીને લપટાણો હશે ? ગમે તેમ હોય, પણ અત્યારે મારે ત્યાં ગયા વિના તો છુટકોજ નથી.' એમ ધારીને તે સ્ટીમર રસ્તે કચ્છ તરફ રવાનો થયો. અને તોફાની દરિયાની દરકાર ન કરતાં તે મછવામાં પણ કુદી પડયો. પેલા બે મછવામાંથી એક કયાં ખરાબે ચડી જતાં ભાંગીને ભુકેભુકો થઇ ગયો, પણ તેમાંના ઉતારૂઓ બધા મરી જીરીને જેમતેમ જીવતા બહાર નીકળ્યા. પરંતુ બીજો મછવો તોફાની પવનના ઝપાટાથી સઢ તુટવાની સાથેજ અધવચ ઉંધો વળી ગયો. આ મછવામાં લગભગ પચીશ માણસો હતા. તેમાં પાંચ સ્ત્રીઓ, છ છોકરા અને પંદર પુરૂષો હતા. એ મછવામાં આપણા એકના એક દામાભાઇ પણ બિરાજમાન થયેલ હતા. જે અગીયાર લાસો મળી આવી, તેમાં ત્રણ સ્ત્રીઓ, ત્રણ છોકરા અને પાંચ પુરૂષો હતા. બાકીના બેસારૂઓનું શું થયું, તેનો કંઇ પતોજ કયાં ન મળ્યો.

એક પોલીસનો સીપાઇ દામાને ઘણા વખતથી ઓળખતો હતો. તેથી તેની આ હાલતના સમાચાર તેના ઘરે પહોંચાડવામાં આવ્યા. એ ખબર મળતાં વાલબાઇ તો બિચારી બેભાનજ બની ગઇ. બે ઘડી પછી સાન આવતાં તે વિચારમાં પડી કે—"આતો વળી દાઝયાપર દામ આવ્યું. એક આફતનો તો હજી અંત આવ્યો નથી, તેટલામાં વળી બીજી આફત આવીને તુટી પડી. માણસોને પરભવમાં પોતાના પાપનો બદલો મળતો હશે—તે તો કોણ જોઇ આવ્યું છે? પણ માણસને પોતાના પાપ કે કુકર્મનો બદલો અહીંને અહીંજ મળે છે, એ તો સાક્ષાત મારા જોવામાં પણ આવી ગયું." વાલબાઇ તેના એજન્સીના કામને પહેલાં પણ અંતરથી ધિક્કારતીજ હતી. અને તેવું કામ ન કરવા માટે તેણે દામાને એક બેવાર ભલામણ પણ કરી હતી. પરંતુ તે વખતે દામો સમજીને શાંત બેસી રહે તેવો ન્હોતો. વાલબાઇ પોતાના ઘરની કોઇને ભલામણ કરીને તે એકદમ માંડવી આવી, અને હોસ્પીટલમાં પોતાના ધણીની બેભાન હાલત જોઇને તે અત્યંત દુઃખી દિલથી ઉષ્ણ આંસુ પાડતાં પોતાના કપાળપર હાથ રાખી કર્મનો વાંક કહાડીને બેસી રહી.

પંદર અને સોળ વરસની કોમળ વિધવાઓના ગુપ્ત શ્રાપની સખ્ત વૃષ્ટિ ચાલુ હોવા છતાં આજે એ દામો શું પેલા ખાખી પુતલાઓના માત્ર બે ચાર આશીર્વાદથીજ બચી ગયો? કે તેના બાપ દાદાના પુર્વના પ્રબલ પુણ્ય એને મદદગાર થયા? જુઓ, તે લગભગ આઠ દશ કલાકસુધી ઉછળતા દરીયાઇ મોજામાં ભટકાણો હશે. કદાચ તેણે

પાણીપર તરવાને ફાંફા માર્યા હશે, પણ તે કેટલો વખત? ખરેખર! આવા અણીના વખતે કુદરતેજ તેને બચાવી લીધો—એમ કહીએ તો ચાલે. શું હજી તેના પાપનો પૂરો બદલો તેને મળી ચૂકયો ન હશે? કે જગતને પાપના બદલાના પાઠનું ગેબી શિક્ષણ આપવાને માટેજ કુદરતે હજી તેને ટકાવી રાખ્યો છે? દુનીયામાં એવા ઘણા આગ અને પાણીના અકસ્માત્ બનાવો બને છે, અને તેમાં અણધારી રીતે કુદરત ઘણાને બચાવી પણ લે છે. બરાબર છે! જુઓ, આપણી પેલી જુનીપુરાણી કહેવત પણ એમજ કહે છે કે—'રામ રાખે, તેને કોણ ચાખે?'

---

## પ્રકરણ ૭ મું.

### કજોડાની કમકમાટી.

આ એક પુરાણા કવિનો શ્લોક છે કે:—

" समानशीलव्यसनेषु मैत्री वयःसमानेषु सुलग्नग्रंथिः "

એટલે—'આચાર, વિચાર અને આદત સમાન હોય, ત્યાંજ મિત્રાઈ જામે. તેમ વય, વિદ્યા અને સ્વભાવ મળતા હોય, ત્યાંજ લગ્નની ગાંઠ જોડવાથી દંપતી ( પતિ પત્ની ) સુખી થાય.'

પાંત્રીશને પાંચ વરસનો પુરૂષ અને સોળ વરસની સુંદરી-એ પણ એક કજોડું જ, બાર વરસની બાળા અને બાવન વરસના બુઢ્ઢાજી—એ પણ કજોડાનીજ વાત, તેમ પંદર વરસની પદમણી અને પાંસઠ વરસનો પેલવાન—એ તો વળી તે કરતાં પણ વધારે હેરત

પમાડે તેવી હકીકત. પણ આપણે તો અત્યારે એમાંની એકે બાબતની ચર્ચા ચલાવવાના નથી. આપણી કજોડાની વાત તો એક જુદાજ પ્રકારની છે. આપણે તો સત્તર વરસની સુંદરી અને બાર વરસના બાળકની એક વિચિત્ર વાત વર્ણવી છે, અને તે ખરેખર ! કમકમાટી ઉપજાવે તેવીજ છે.

*　　　*　　　*

જુઓ, આજે આપણા કરમશીભાઇના ઘરે મંગળગીત સાથે ઢોલ વાગે છે. તેમના ચિરંજીવી મી. લખુભાઇના શુભ લગ્ન હવે માત્ર સાત આઠ દિવસમાંજ થવાના છે. આજે એના ઘરના આંગણે આકડાના લાકડાની તથા સફેત કડબની સહાયતાથી દેશી કારીગરી પ્રમાણે બનાવવામાં આવેલ એક સાદો મંડપ જોવામાં આવે છે. એ મંડપની છાયા તો જો કે છિદ્રોવાળી હતી, છતાં બેસનારને આનંદ તો એટલા માટે થતો કે—પેલી કડબના સુકા પાંદડાં પવનના યોગે એક બીજા સાથે અફડાતા અને તેથી સીતારની તારની જેમ તેમાંથી ખરજ, મધ્યમ અને ટીપ—એ ત્રણે સસકોના વિવિધ સુરો ઉત્પન્ન થઇને મંડપની ચારે બાજુ ફરી વળતા. કહો, વાચક! એ કુદરતી સ્વર્ગીય સંગીતથી માણસનું મન ઘાયલ થયા વિના રહે ખરૂં ? વળી બીજી વાત એવી સાંભળવામાં આવી છે કે—એ મંડપની પાછળ કરમશીભાઇએ લગભગ બે હજાર દોકડા ઉર્ફે બે લાખ ફોકડા જેટલો ગંજાવર ખરચ કરી નાખ્યો હતો. વાચક! જો એ આપણા ભાઇ સાહેબે કદાચ વાયરલેસ ટેલીગ્રામથી આપ સાહેબને આમંત્રણ નિમંત્રણ કે નિયંત્રણ કર્યું હોત, તો આપ સાહેબ જરા બની ઠનીને એ મનહર મંડપની શોભા જોવા અને પેલા સ્વર્ગીય

સંગીતનો સ્વાદ ચાખવાને પહોંચી જાત ખરા કે નહિ? અને કદાચ તેવા લાલ લીલા આમંત્રણ વિના પણ આપ જો ત્યાં પધાર્યા હોત, તો એક જીંદગી તો શું પણ તેવી બે ચાર જીંદગીસુધી તમને એ સંગીતસુધાના ખાટા મીઠા ઓડકાર આવ્યા કરત.

મી. લખુભાઇને અત્યારે લગભગ બાર વરસ થયા હતા, અને કન્યાને સત્તર વરસમાં માત્ર સાત મહિના ઓછા હતા. તેમાં પણ વળી ભયંકર બાબત તો એ હતી કે—આપણા લખુભાઇ સાહેબ તો વળી બાર વરસને બદલે દશ વરસના જેવડા લાગતા. કહો, ભાઇઓ! આ ગાડું સહીસલામતથી સુખે સુખે પાર ઉતરી શકે ખરૂં? આપણા પેલા પૈસાના પુજારી કરમશીભાઇએ લક્ષ્મીની લાંબી લાલચથી એ લાકડે માકડું શી રીતે વળગાળ્યું; તે પણ જરા કાન અને ધ્યાન દઇને સાંભળો:—

આપણા કરમશીભાઇ કેવા મખ્ખીચૂસ છે, એ તો આપણે સહુ સોએ સો ટકા સમજી બેઠા છીએ. એને કયાંથી પરબારી પૈસાની થેલી પ્રાપ્ત થઇ જાય, તો એનો ઉત્સાહ અને આનંદ અંતરમાં સમાય ખરો કે? લખુ પાંચ વરસનો થયો ત્યારથી તે એવીજ તપાસ કરતો હતો કે—"માબાપની લાડકી કોઇ એવી કન્યા મળી જાય કે જે સાથે સાથે દશ બાર હજાર કોરીનો માલ પણ આપણા ઘરમાં ઉપાડી આવે. કન્યા ભલે કદાચ ખુબ સુરત હોય, પણ જો ગરીબ ઘરની હોય, તો તે શા કામની? લખુભાઇ કરતાં કદાચ તે બે ચાર વરસ મોટી હોય તો પણ ચલાવી લઇએ; પરંતુ ઘર તો પૈસાદારોમાં પણ વળી પહેલા નંબરનું હોવું જોઇએ." આવા સડેલા ઇરાદાથી તે ઘણા શ્રીમંતોને ઘેર પૂછા કરાવતો; પણ તેના લોભી

સ્વભાવને બધા બરાબર જાણતા હતા, એટલે તેમ કરવા કોઇ કબૂલ ન થયો. એમ કરતાં લખુને લગભગ અગીયાર વરસ થવા આવ્યા, છતાં તેને કોઇ શ્રીમંત ઘર ન મળ્યું. કોણ જાણે, કુદરત પોતે કોઇવાર અન્યાય કરે છે, કે મનુષ્ય પોતાના હાથેજ મૂર્ખાઇ કરે છે? તે તો પરમાત્મા જાણે. પણ તેવા અઘટિત બનાવો દુનીયામાં ઘણા બનતા આવે છે. આવો અઘટિત અન્યાય કુદરત કદાચ આપણા લખુભાઇ ઉપર ઉતારે, તો કોણ જાણે?

એવામાં એક લઘુભાઇ કરીને ગર્ભશ્રીમંત કે જે રામપુરથી પાંચ કોશ દુરના ગામનો હતો, તેને માત્ર એકની એક કન્યા હતી. અને તેને માટે તે લગભગ પાંચ વરસથી તેવા એક શ્રીમંત ઘરની શોધ કરતો હતો. તે જો કે કરમશીભાઇના ઘરનો સારી રીતે જાણીતો હતો, 'છતાં બીજું ઘર મળે ત્યાં-સુધી પોતાની લાડકી કન્યા એ ઘરમાં ન આપવી' એમ તેણે ધારી રાખ્યું હતું. પરંતુ મનુષ્યની ધારણા અને કુદરતની ધારણા એક સરખી ઉતરતી હોય એવો ખાસ નિયમ નથી. જ્યારે તેને પોતાની ધારણા પ્રમાણે તેવું શ્રીમંત ઘર ન મળ્યું; અને આ બાજુ કન્યા પણ લગભગ પંદર વરસની થવા આવી, એટલે તેની ચિંતા હદ ઉપરાંત વધી પડી. કોઇ ગરીબ ઘરના છોકરાઓની તે વખતે કંઇ ખોટ ન હતી. પણ તેવા ઘરમાં કન્યા આપવાને તે બીલકુલ રાજીજ ન હતો. 'છોકરો ભલે કન્યા કરતાં બે વરસ નાનો હોય, પણ ઘર તો શ્રીમંતજ હોવું જોઇએ' આ તેની આશા અથડાઇ અથડાઇને છેવટ કરમશી-ભાઇના ઘરમાં આવીને અટકી. તે તો પ્રથમથીજ એવી રાહ

જોઇને બેઠો હતો. એટલે પછી તેમાં ક્ષણવાર પણ વિચાર કે વિલંબ કરવાની કંઇ જરૂરજ ન હતી. બસ, લોભાંધ કરમશી-ભાઇએ પોતાના લખુનું ભવિષ્ય અને પેલા મુરખના શિરદાર લઘુભાઇએ પોતાની લાડકી લીલુનું ભવિષ્ય ધુળધાણી કરી નાખ્યું. સ્વાર્થી અને મૂર્ખ માબાપોના હાથમાં પરાધીન થએલા નિર્દોષ બાળકો કેમ સંડોવાય છે, તે જો ન જોયું હોય તો તમારી જ્ઞાતિનું બારીકાઇથી અવલોકન કરો, ન સાંભળ્યું હોય તો કોઇ અનુભવી આગળ જઇને સાંભળો અને જો કયાં વાંચવામાં ન આવ્યું હોય તો આ પુસ્તક અને પ્રકરણના પાનાપર નજર ફેરવી જાઓ.

પોતાનો ઇરાદો પાર પડયો, એટલે કરમશીભાઇના રોમે-રોમમાં આનંદ છવાઇ રહ્યો. અને લઘુભાઇ પણ કન્યાને ઠેકાણે પાડવાની કાલજીથી મુકત થતાં સંતોષ પામ્યો. પણ અરે મૂર્ખ માબાપો! તમારી આ મૂર્ખાઇથી તમારા બાળકોને કેટલો સંતોષ કે સંતાપ થતો હશે–તેનો કંઇ વિચાર કર્યો? એક બાજુ તમે તમારા બાળકોને લાડકવાયા બનાવી પોતે દુઃખ વેઠીને પણ તેમને જ્યારે સુખ આપવા તૈયાર થાઓ છો, તો અત્યારે તમારા ભેજામાં એવો તે કયો ભુસ્સો ભરાઇ ગયો છે કે તેમના ભવિષ્યના સુખની તમે કંઇ દરકારજ કરતા નથી? માત્ર તમારા પોતાના સ્વાર્થમાંજ તમારી લોભવૃત્તિ લટકી રહી છે. પેલા મૂર્ખ માબા-પોના ઝેરી હાથે તે બિચારા લખુ અને લીલુનું ભવિષ્ય સાથે જોડાઇ ગયું. કહો, મારા વ્હાલા ભાઇઓ! આ તે જુગતું જોડલું કે કમનશીબ કજોડું? આ કમનશીબ કજોડાને જોતાં કયા કઠણ ઇન્સા-

નને પણ કમકમાટી ન છુટે ? તેમાં પણ વળી અતિ આશ્ચર્યની વાત તો એ છે કે–આવો અઘટિત બનાવ જોતાં અન્ય લોકોને પણ જ્યારે કંપારી અને કમકમાટી છુટે છે, ત્યારે તે બાળકોના મૂર્ખ અને સ્વાર્થી માબાપો એ ફારસ જોઇને મનમાં ફુલાય છે.

અહા ! લીલુ તો બિચારી પ્રેમને માટે મનોરથના મણકા ફેરવતી હતી, પણ તે મીઠો પ્રેમ તેને મળે કયાંથી ? લખુ તો બિચારો વિવાહની વાત સાંભળતાંજ મનમાં ઉત્સાહને બદલે ખેદ પામી રહ્યો હતો. કારણ કે તેને દુનીયાના વ્યવહારનું કશું ભાનજ ન હતું. એટલુંજ નહિ પરંતુ તેનું શરીર પણ એક બાળતપસ્વીના જેવું ક્ષીણ અને નિર્બળ બની ગયું હતું. વળી પ્રેમ કે લગ્નમાં શું સુખ છે—એ તો તેણે કોઇવાર સાંભળ્યું પણ ન હતું. તે હજી લગ્નની પહેલાં બે ત્રણ દિવસ ઉપર તો એક રમકડાને માટે પોતાની માતાના ખોળામાં બેસીને રોયો હતો.

કહો, વાચક ! આ બાળક પેલી મદનમસ્ત માનિનીનું મન મનાવી શકે ખરો ? અરે ! મન મનાવવું તો દૂર રહ્યું, પણ લગન વખતે ચોરીમાં તે રમણીય રમણી સાથે ફેરા ફરતાં પણ તે ગભરાઇ જતો હતો. પોતાના પ્યારા પતિના પ્રથમ સમાગમાંજ તે બિચારી લીલુ પ્રેમને માટે પૂર્ણ નિરાશ થઇ. તે એક બાળક પ્રેમ કે પ્રેમી બોલમાં શું સમજી શકે ? તેણે તો લીલુને જોતાંજ પોતાનું મુખ પણ રજાઇમાં છુપાવી દીધું. ‘ આ એક મારી પ્રેમપાત્ર પત્ની છે અને તે મારા પ્રેમની તરસી છે ’ આવો ગંભીર વિચાર તો તેને આવેજ કયાંથી ? એ વિચાર તો અલગ રહ્યો, પરંતુ એક સામાન્ય આનંદની વાત

કરતાં પણ તેને આવડતી ન હતી. અરે! તે આનંદની લીલા પણ દૂર રહી; પરંતુ તે લીલુના મુખકમળની સામે બેસીને જરા મીઠું મીઠું હાસ્ય કરે, તો તે જોઇને પણ લીલુ અત્યારે બહુ આનંદ પામે તેમ હતી. પરંતુ અહીં તો તેમાંનું કશુંજ ન મળે. આ પોતાના ગુપ્ત દુઃખની વાત, તે કોની આગળ જઇને પ્રકાશે ?

ચાર દિવસ પછી તે જ્યારે પોતાના પીયરીએ આવી, ત્યારે તેની કેટલીક બાળસખીઓએ તેને પુછયું કે-' કેમ લીલુ ! પ્રેમનો મીઠો મેવો બરાબર ચાખી આવીને ?' તેમના આ બોલથી તે બિચારીના અંતરમાં ઉલટી વધારે આગ સળગી ઉઠી. એ પ્રેમ-નિરાશાની ગુપ્ત વાત, કયાં કહેવા જેવી કે સ્હેવા જેવી હતી ? પોતાના માબાપને પણ તે શું કહી બતાવે ? પુરૂષો કરતાં સ્ત્રીઓને આવી શરમની વાત દબાવી રાખવાની કુદરતે જે શકિત આપી છે, તે તો ખરેખર ! એક અજબ પ્રકારનીજ છે. જુઓ, કેટલીક કુમળી બાળાઓ દાંત વિનાના બુઢ્ઢાઓના હાથમાં ગયા છતાં, અને કેટલીક સોળ સત્તર વરસની સુંદરીઓ બાર વરસના બાળ-પતિની પાછળ પડયા છતાં તેઓ પોતાની મરજાદનો લોપ કરે છે ? આવા પ્રસંગે તેમના મનની નામરજી છતાં તેઓ પોતાના વડી-લોની સામે થઇને બેઅદબીનો એક બોલ પણ બોલે છે ? આ પેલી સહનશીલ શકિતનોજ પ્રભાવ.

લીલુ (લીલબાઇ) બિચારી પોતાના માબાપની લાડકી હોવા છતાં તે હવે પીયરીએ વધારે વખત રહેવાથી શરમાતી હતી. કારણ કે ગામના બૈરાંઓ તેમની મરજી પ્રમાણે પોતાને માટે કંઇને કંઇ કડવી વાત કરે—એ તેનાથી સાંભળી શકાય તેમ ન હતું. એટલે

તે આઠ દશ મહિને માત્ર એકાદ વખતજ પોતાની વહાલી માતાને ભેટવા આવતી અને તે પણ માત્ર એક અઠવાડીયુંજ ત્યાં રહેતી. સાસરે પણ તે બિચારીને કોઇ જાતનું સુખ તો ન્હોતુંજ. તેની ઓરમાન સાસુ ખાવા પીવામાં, પહેરવા ઓઢવામાં અને હદ ઉપરાંત કામકાજ કરાવવામાં તેને બહુજ સતાવતી હતી. છતાં લીલબાઇ તે બધું દુઃખ મુંગે મ્હોડે અને મુંગે મને સહન કરી લે તેવી હતી. પરંતુ તેને એક પોતાના પતિ તરફનું જે દુઃખ હતું, તે એને સહન કરવું બહુજ મુશ્કેલ થઇ પડ્યું. વાચક! કરમશીભાઇનું અત્યારે બીજું ઘર હતું. લખુભાઇ પ્રથમ સ્ત્રીનો પુત્ર હતો. તે સ્ત્રી ગુજરી ગયા પછી તેણે લગભગ ચાર વરસથી આ બીજું ઘર કર્યું હતું. બિચારી લીલબાઇને અત્યારે ચારે બાજુ દુઃખજ દેખાતું હતું. બીજું બધું દુઃખ હોવા છતાં તેને એક પોતાના પતિ તરફનું જો સુખ હોય, તો તે બીજા દુઃખની દરકાર પણ ન કરે. પરંતુ તે પણ ક્યાં હતું? ઘરમાં જ્યારે જતાં આવતાં તે પોતાના નિસ્તેજ પતિ તરફ નજર કરતી, ત્યારે તે બિચારીને શું થતું હશે, તે તો પરમાત્મા કે તે પોતે જાણે.

એક દિવસે એકાંતમાં તેણે પોતાના પતિને બહુજ માન અને મીઠાશ ભરી ભાષામાં વિનંતી કરી કે—“ પ્રાણનાથ! આપ દિવસે દિવસે આમ કેમ સુકાતા જાઓ છો? શું આપને કોઇ ચિંતા-ડાકણ વળગી છે? કે જેથી આપ આવા નિર્બળ અને નિરૂત્સાહી બની ગયા છો? અથવા તો આપને કંઇ ગુપ્ત વ્યાધિ છે કે જેથી આપના શરીરનું પાણી બધું સોસાતું જાય છે? નાથ! કદાચ બીજાઓની આગળ તો આપ તેવી વાત ગુપ્ત રાખો

તે ઠીકજ છે; પરંતુ હું આપની અર્ધાંગના અને વળી આપના સુખ—દુઃખની સાથી છું. તો તે આપના અંતરની વાત મારાથી પણ ગુપ્ત રાખો—તે શું આપને ઉચિત લાગે છે? શું મારામાં પણ આપને વિશ્વાસ નથી? હું આજે લગભગ બે વરસ કરતાં પણ વધારે વખતથી આપના મીઠા પ્રેમામૃતની તરસીને તરસીજ રહી છું. આપે કોઇવાર મીઠું હાસ્ય કરીને પણ મને હસાવી નથી. તેમ ન તો કોઈવાર મને સુખ—દુઃખની વાત પૂછીને આભારી કરી છે. વ્હાલા! માત્ર આપના અંતરના આનંદના પાકા પાયા ઉપરજ મારા આનંદની ઇમારતનો આધાર રહેલો છે. સ્ત્રીઓને તો પતિ--એજ પરમેશ્વર છે. આ દીન દાસીને પ્રેમભર્યા બે મીઠા બોલની પ્રસાદી આપશો, તો પણ તે પોતાને એક નશીબદાર માનશે. મારા હૈયાના અમૂલ્ય હાર! એક આપના આનંદ વિના આ શોભનીય સંપત્તિ બધી—મને એક વિપત્તિરૂપજ લાગે છે, એક આપના અનુપમ ઉત્સાહ વિના આ જરીયન અને રેશમી વસ્ત્રો તે માત્ર મારા એક સંતાપના સમૂહનેજ વધારનાર છે, એક આપના સંતોષ વિના આ કીંમતી અલંકારો-તે મને એક અગ્નિના ભડકા જેવા ભાસે છે. સ્વામિનાથ! વધારે શું કહું? એક આપના મીઠા પ્રેમ વિના આ મારૂં સુંદર શરીર પણ—એક ગંધ વિનાના ગુલાબ જેવું નકામુંજ છે. કુદરતે સ્ત્રીઓને માટે જો દુનીયામાં કયાં પણ સુખ છુપાવીને રાખ્યું હોય-તો તેમના પતિના સુખમાંજ તેમનું એક સુખ સમાયેલું છે. એક દીવાના પ્રકાશ વિના મનહર મકાન પણ શા કામનું? મારા સુખના સાગર! તેમ આપના એક પ્રેમના પ્રબળ પ્રકાશ વિના મારૂં આ સુંદર

શરીર પણ શા કામનું? ખરેખર! તે આપની એક અનુકંપા વિના સુખને બદલે કેવળ દુઃખરૂપજ છે. આપ સમજુ અને મારા શિરદાર છો, તો આ મારી નમ્ર વિનંતી સાંભળીને તેનો સાચા દિલથી સ્વીકાર નહિ કરો ?"

લીલબાઇની આ મર્મભેદી અને પ્રેમપૂર્ણ નમ્ર વિનંતી તેણે બરાબર ધ્યાનપૂર્વક સાંભળી કે નહિ-તે અમે કશું કહી શકતા નથી. પરંતુ તેના પ્રત્યુત્તરમાં તે પોતાના મુખથી એક ભાંગ્યો તૂટયો બોલમાત્ર પણ બોલી શકયો નહિ. લીલબાઇની નમ્ર વિનંતી વખતે તે પોતાના હાથની વચલી આંગળીના વધેલા નખથી માત્ર જમીનનેજ કોતરી રહ્યા હતો. આ વખતે જો ત્યાં કોઇ કાલિદાસ જેવો કવીશ્વર હાજર હોત, તો તે—'આ શરમાઇને પૃથ્વીમાં પેસી જવા માગે છે શું?' એવીજ કલ્પના કરી બતાવત. તે એક એવા અંધકારમાં ગોથા ખાતો હતો કે તેને પોતાનું પણ ભાગ્યેજ ભાન હશે. આપણે આ પ્રકરણની શરૂઆતમાં જોઇ ગયા કે :—

"वयःसमानेषु सुलग्नग्रंथिः"

એટલે 'સમાન વય વિના લગ્નની ગાંઠ—તે એક ગેબી ગોળી જેવી થઇ પડે છે.' ખરેખર! આપણા લખુભાઇ પણ વખતસર એવાજ સંતાપ સરોવરમાં નિમગ્ન થઇ ગયા હશે? તેણે સમાન વયના કેટલાક છોકરાઓના મુખથી ઘણીવાર પોતાની એવી મર્મભેદક મશ્કરી સાંભળી હતી કે :—

"કેમ લખુભાઇ! તારી વહુ તો ઉંચાઇમાં તારા કરતાં બરાબર બમણી અને વળી વજનમાં તો તે બહુ લાંબી અને પહોળી

છે—એટલે તારા કરતાં લગભગ ચોગણી તો જરૂર હશેજ. એ તને પોતાના રેશમી ખોળામાં લઇને ખુબ રમાડે છે ને? કે તું એને પેલી ઢીંગલીની જેમ રમત કરાવે છે? અરે! નહિ નહિ, એ ઢીંગલી તો પોતા કરતાં બહુજ નાની હોય, અને આ તો આપણા મીસ્તર કરતાં લંબાઇ અને પહોળાઇમાં બહુ મોટી છે—એટલે આપ સાહેબજ એના ઢીંગલા બનીને રમતાં રમતાં રીસાતા હશો. પણ મી૦ લખુભાઇ! કહે તો ખરો કે એ તને ગમે છે ખરી કે નહિ? જો મારો બાપ મને એવડી મોટી અને વજનદાર છોકરી પરણાવવા જાય, તો હું તો પરબારી એ તેનેજ પરણાવી દઉં. વાહ! આ તો વળી મોટો શાણાનો પણ શિરદાર, કે પોતાની વહુ બાપને પરણાવી દે. વાહરે પેમલા વાહ! તું તારી વહુ તારા બાપને પરણાવી દઇશ, ત્યારે તારા બાપની વહુ ક્યાં જશે? તેનો પણ જરા અત્યારેજ નિવેડો કરી નાખને? અરે ભલા માણસ! આ તો વળી તમે વચમાં બીજાના ગીત ગાવા મંડી પડયા. આપણા મી૦ લખુભાઇને એની મોટી વહુના જરાં કુશળ સમાચાર તો પૂછો? લખુભાઇ! આ મશ્કરીની વાતથી તમે જરા પણ ડરી કે ડગી ન જતા હો. આપણા પેલા કારીઆની વહુ પણ તેના કરતાં દોઢ ગજ લાંબી અને પોણો ગજ પહોળી છે. અને વળી પેલા કચુની વહુ તો એક સીદણ જેવી કાળી અને ભેંસ જેવી જાડી છે. કહે, લખુભાઇ! એ આપણા બે દોસ્ત તારા કરતાં પણ વધારે નશીબદાર ખરા કે નહિ? મારા બેટા દીકરીના માબાપો પણ નખોદજ વાળી દે છે ને? પોતાની માતેલી છોકરી એક રમત કરતા રમકડા જેવા પોરીયાને પરાણે પરણાવી દે છે. એ તો બધું

ઠીક, પણ આપણા લખુભાઇ અત્યારે પેલા પાપડ જેવા પાતળા કેમ બની ગયા છે? પેલા લઘુભાઇની દીકરી લીલબાઇ એ બિચારાને દબાવતી કે ડગાવતી તો નહિ હોય ને? અથવા તો તે એક માતેલી મોટી બઇરા જેવીને જોઇને એ ભાઇ સાહેબ પોતેજ ગભરાઇને ઘરમાં ક્યાંક ઘુસી જતો હશે? અરે અકકલના ઓટલા! તમને ગામના કોઇ મોટી વહુના માલિક છોકરા શોધ્યા જડે છે કે નહિ? કે આ એક આપણા લખુભાઇજ ગામમાં પહેલે નંબરે પાસ છે? એને વાટે ને ઘાટે સતાવી સતાવીને બિચારાને અડધો તો કરી મુકયો છે? હવે કોઇ રીતે એનો છેડો મુકશો?" આ માર્મિક મશ્કરીનો એકે એક બોલ તેને મનમાં સાલ્યા કરતો હતો. એક તો પોતે જરા સ્વભાવે બહુજ કાચો અને તેમાં વળી ગામના ગરીબ છોકરાઓ પણ ધોળે દિવસે વાટે ને ઘાટે પોતાના પર મશ્કરીનો માર ચલાવે, એ તેને ક્ષત પર ક્ષાર જેવું થઇ પડયું. એ ફરીયાદ તે બિચારો કોની પાસે કરવા જાય? આ શલ્ય તેને એક તીક્ષણ કાંટાની જેમ હૃદયમાં ખુંચી રહ્યું હતું, અને તેથીજ તે શુન્ય અને ઉદાસ બની ગયો હતો. તેને ભણાવવાની કે તેના શરીરની સંભાળ રાખવાની કરમશીભાઇને પ્રથમથીજ દરકાર ન હતી. કારણ કે તે તો રાત દિવસ એક લક્ષ્મીદેવીનું પ્રેમથી પુજન કરવામાંજ પાગલ બની ગયો હતો.

લખુભાઇ દશ વરસનો થયો તે પહેલાં કદાચ દેખાદેખીથી ગુજરાતી એક બે ચોપડી ભણ્યો હશે, પણ પછીથી તો તેને બીડીનું બંધાણુ એવું લાગુ પડયું કે દરરોજ તે બાર દોકડાની બીડી ખાલસા કરતો. તેમાં પોતાના સોબતી છોક-

રાએ પણ સાથે હતા. આ ધુમ્રપાનની ધુનથી તેની છાતી બહુજ નબળી પડી ગઇ અને તેથી દિવસે દિવસે તેની ખોરાકની રૂચિ ધીમી પડતી ગઇ. તે દિવસભરમાં દશ તોલા દુધ અને માત્ર દશ તોલા અનાજ પચાવવાની લિમિટપર આવ્યો. તેની નબળાઇ વધવાનું આ એક મોટામાં મોટું કારણ હતું. એ ધુમ્રપાનના વ્યસનથી તેનું શરીર આટલું બધું પાયમાલ થઇ ગયું છતાં તે વ્યસન તેનાથી મૂકી શકાયું નહિ. બારીકાઇથી તપાસ કરતાં લીલબાઇના જાણવામાં આવ્યું કે 'એ ભયંકર વ્યસનથીજ તેની આ ખરાબી થઇ છે.' અને તેથી તે ઘણીવાર તેને ધુમ્રપાન કરવાં અટકાવતી; પરંતુ આ ભાઇ સાહેબને તો એક અફીણીની જેમ તેના વિના ચાલે તેમ નજ હતું.

લખુ લગભગ ચૌદ વરસનો થયો, ત્યારથી તેને દમનો રોગ લાગુ પડયો. ઉધરસમાં તેને મોટા મોટા બડખા આવવા લાગ્યા અને કોઇવાર બડખામાં લોહી પણ પડતું હતું. આ તેની દયાજનક સ્થિતિ જોઇને બિચારી લીલબાઈ કોણ જાણે કેટલો સંતાપ પામતી હશે? તે તો તેનો આત્મા જાણે. 'લખુને દમ લાગુ પડયો છે' એવો જ્યારે કરમશીભાઇને કચ્છથી કાગળ આવ્યો, ત્યારે તેણે લાંબું લખાણ ન કરતાં માત્ર એટલુંજ લખી વાર્યું કે—'હું અહીંથી દમની દવા મોકલું, તે લખુને પંદર દિવસ ખવરાવજો અને જો તેનાથી ફાયદો ન જણાય, તો ત્યાં કોઇ ઓછા પૈસા લે, તેવા દેશી વૈદની દવા ચાલુ કરજો. હમણા મને મરવાની પણ પુરસદ નથી, તો ત્યાં કયાંથી આવી શકું? બસ, પંદર દિવસ પછી પાછા કાગળથી ખબર આપજો. અને તે

પણ જેમ બને તેમ ટૂંકી વિગત ટાંકીને.' આ તેના કઠોર હૃદયની એક નિશાની હતી. લીલબાઇ થોડું ભણેલી હતી, એટલે આ કઠોર કાગળ વાંચીને તે વિચારમાં પડી ગઇ કે—"આવા સ્નેહ વિનાના સુકા ઘરમાં તે મારા પિતાએ શું સમજીને મને આપી? જે ખાસ પોતાના પુત્ર માટે પણ કાગળમાં આવી કઠોરતા બતાવે છે, તે પારકા ઘરની પુત્રી માટે શું લાગણી બતાવવાનો હતો? અરે દુનીયા! તારામાં સુખ તો કોણ જાણે કયાં છુપા ભાગમાં છુપાઇને ભરાયેલું છે? કે જેને કોઇ વિરલા મનુષ્યોજ શોધીને મેળવી શકે છે. પરંતુ દુઃખ તો ડગલે ને પગલે જાણે ઉભ રાઇજ જાય છે." બસ, આ છેવટના વિચાર સાથે તેના હરણી જેવા નેત્રમાંથી બે આંસુના બિંદુ સરી પડયા. તેણે હવે સંસાર સુખની આશા લગભગ મૂકીજ દીધી. પોતાના પતિ તરફથી હવે પ્રેમસુખ મળે—એ તો તેને સ્વપ્ને પણ સંભવતું ન હતું. તો પછી તે બીજી કઇ વસ્તુથી સુખની આશા રાખે? અરે પ્રેમની તરસી લીલુ! 'દુનીયામાં માત્ર હું એકજ અભાગણી છું.' એમ કદી માનીશ નહિ. તારી જ્ઞાતિમાં તારા જેવી કૈંક અબળાઓના અંતરમાં એક નહિ તો બીજું અને બીજું નહિ તો ત્રીજું—એમ અનેક પ્રકારના દુઃખના ભડકા ઉછળી રહ્યા હશે. કોઇને પતિ તરફનું દુઃખ હશે તો કોઇને સાસુનું દુઃખ હશે, કોઇને વંધ્યત્વનું દુઃખ હશે, તો કોઇને વૈધવ્યનું દુઃખ હશે, કોઇને ધનનું દુઃખ હશે તો કોઇને તનનું દુઃખ હશે, કોઇને દેરાણીનું દુઃખ હશે, તો કોઇને જેઠાણીનું દુઃખ હશે, વળી કોઇને ખાવાનું દુઃખ હશે, તો કોઇને રહેવાનું દુઃખ હશે—આવી રીતે જો પારદર્શક સુક્ષ્મયંત્રથી તપાસ કરવામાં

આવે, તો સેંકડે પોણી નવાણું ટકા જેટલી અબળાઓ દુઃખી, દુઃખીને દુઃખીજ માલુમ પડશે. બસ, 'આપણે દુઃખી તો જગ દુઃખી, અને આપણે સુખી તો જગ સુખી.' આ પુરાણી કહાણી એક રીતે સહુ કોઇને લાગુ પડેજ છે.

લખુની છાતી દમના દર્દથી હવે બહુજ ઘાયલ થઇ ગઇ. છાતીની નિર્બળતાથી ઉઠતાં બેસતાં તેની કમ્મર જરા વાંકી વળી જતી હતી. આટલું છતાં તેણે ધુમ્રપાનની ધુન થોડી ઘણી તો ચાલુજ રાખી હતી. ઘણી દવાઓ કરવામાં આવી, છતાં તેનું દમનું દર્દ તો વધતું ને વધતુંજ ગયું. અને તે એટલે સુધી કે હવે તેને રાત દિવસ પથારીપર પડી રહેવાનો વખત આવ્યો. લખુભાઇની આવી ભયંકર સ્થિતિના ખબર કરમશીભાઇને આપવામાં આવ્યા, છતાં પૈસાના પૂજનથી પરવારીને તેણે કચ્છમાં આવવાની ઉમેદ પણ ન કરી. કારણ કે તેના જેવા કાવાદાવા અને પ્રપંચ રમનાર તેની પાછળ વખારમાં કોઇ માણુસ ન હતું, અને તેથી વધારાના પચાશ સો રૂપીઆનો રોજ પાણીમાં જાય—એ જાતે તેનાથી કેમ જોઇ શકાય? તેને દુનીયામાં વસુ શિવાય કોઇ વ્હાલુંજ ન હતું. તે પૈસામાંજ પોતાનું સુખ અને કલ્યાણ જોઇ રહ્યો હતો. બિચારી લીલબાઇ રાત દિવસ પતિની પાસે બેસીને તેની સેવા ચાકરી બજાવવાને તલપી રહી હતી, પરંતુ દુષ્ટ રૂઢિના ભયથી તે બિચારી દવા કે કંઇ ખાવનું આપવાના બાને ચોવીશ કલાકમાં માત્ર બે ચાર વખતજ તેની પાસે આવવા પામતી—આ પણ તેની એક કમનીજ કઠણાઇ હતી. 'નાની વયના દંપતી બીજાના દેખતાં પ્રેમ કે સુખ—દુઃખની

વાતો ન કરી શકે અને કરવા જાય તો પોતાના વડીલો તરફથી તેમને ઉછાંછળા અને બેશરમનો ઇલ્કાબ મળે.' અભાગણી લીલુને પણ એ રિવાજને તાબે થઇનેજ માન આપવાનું હતું, એટલે તે વધારે ટાઇમ પોતાના પતિ પાસે શી રીતે બેસી શકે ? વળી લખુની પૂરતી રીતે ચાકરી કરવામાં પણ કોઇ સામેલ ન હતું. આ બધું પોતાની નજરે જોઇને લીલબાઇને કેટલું દુઃખ થતું હશે, તે તો ભગવાન જાણે !

લખુની ભયંકર સ્થિતિ વધતાં વધતાં તે બિચારો મરણ પથારી સુધી આવી પહોંચ્યો. તે હવે દુધ કે અનાજ તો દૂર રહ્યું, પરંતુ કાંજી પણ દિવસમાં એકાદ વખત ભાગ્યેજ લઇ શકતો. દમ અને ઉધરસની સાથે તેને શ્વાસ, અજીર્ણ અને જીર્ણજવર પણ લાગુ પડી ચુકયા. એટલે કેટલીક નવરી સ્ત્રીઓએ આ માર્મિક અને ગેબી વાતો ગામના ચારે ખુણામાં ઘેર ઘેર પહોંચાડી દીધી કે—' ભગવાન બિચારી લીલબાઇનું સૌભાગ્ય અખંડ રાખે. એ હજી નાનકડી છે. તેમાં પણ વળી એ પરણી ત્યારથી બિચારો લખુ તો માંદો ને માંદોજ રહે છે. સંસારમાં આવીને એણે સુખ પણ શું જોયું ? એ બિચારી બહુજ ભલા સ્વભાવની છે. એના મુખથી કોઇની બુરી વાત કદી બહાર નહી આવી હોય. વળી એ બિચારી માબાપની પણ એકની એકજ છે. બાઇ ! સ્ત્રીઓને કંઇ દુઃખ ઓછું છે ? લખુને કંઇ થાય, તો એ બિચારીની જીંદગી તો એળેજ ગઇ ને ? બ્હેન ! આજનો વખત બહુ વસમો છે. બિચારી બાર, ચૌદ અને સોળ વરસની કેટલીએ છોકરીઓ રંડાપાનું દુઃખ ભોગવતી હશે " ? બસ, ગામના બૈરાંઓને આવી

વાતો સાંભળવાનું સુખ મળે, એટલે ઘરનું કામ તો શું પણ ખાવાનું કે રાંધવાનું એ ભુલી જાય? ગામની ઘણી સ્ત્રીઓ લખુની પુછા કરવા આવતી અને ઉપરની વાતોમાં પોતાની પદરના બે ચાર બોલનો ઉમેરો કરીને તે બિચારી દુઃખી લીલબાઇને વારંવાર સંભળાવી તેના દુઃખમાં વધારો કરતી હતી.

જેમ લીલબાઇએ પોતાના સંસાર સુખની આશા તજી દીધી તેમ હવે લખુભાઇએ પણ પોતાના જીવનતંત્રની આશા મુકી દીધી. તેની આંખ અને ચ્હેરાનો રંગ હવે બહુજ ભયંકર ભાસવા લાગ્યો. ઘરમાં માત્ર ગંગાબાઇ, લીલબાઈ અને તેની ઓરમાન માતા માનબાઇ હતી, પણ કોઇ પાકો આદમી ન હતો. તેથી તે બધી બહુજ ગભરાઇ ગઇ. છેવટે લીલબાઇએ પોતાના બાપને બોલાવી લીધો અને કરમશીભાઇને ઉતાવળથી એક તાર કરવામાં આવ્યો કે–'લખુભાઈ બહુજ બિમાર છે. તમે જેમ બને તેમ જલદી આવો.' આ તાર મળતાં પોતાની લાગણીથી તો નહિ, પરંતુ દુનીયાને દેખાડવાની ખાતર તેને મુંબઇ મુકવી પડી, પણ કુદરતની આગળ સહુ કોઇ લાચાર છે. તે કચ્છમાં આવ્યા પહેલાં તો અભાગણી લીલબાઇના સૌભાગ્ય સુખનો સૂર્ય સદાને માટે અસ્ત થઇ ગયો. તે બિચારી દુઃખી લીલુને હવે કોણ સૌભાગ્યવતી કહેશે? લગ્ન પછી માત્ર ત્રણ વરસમાંજ તે બાળવિધવા બની ગઇ. પોતાના હાથે કરેલ મૂર્ખાઇ લધુભાઇને પણ હવે પગલે પગલે પીડવા લાગી. પણ રાંડયા પછી ડહાપણ શા કામનું? તે વખતે પોતાની લાગણી પ્રમાણે સહુ કોઇએ શોકના ગરમ આંસુ પાડયા હશે, પરંતુ કરમશીભાઇને તો શોક વિના પણ આંસુ પાડવા પડયા. કારણ કે તેને લખુમાં

કંઇ સ્વાર્થ ન્હોતો. ' તે પોતાને કમાવી ખવરાવશે ' એવી સ્વપ્ને પણ તેને આશા ન હતી. પરંતુ ' હવે આ લખુની વહુ ઘરમાં મફતના રોટલા ચાવશે ' આ બાબત તેને એક શલ્યરૂપ થઇ પડી. બસ, એક મહિના પછી તે ખટલા સહિત પાછો મુંબઇ આવ્યો, અને જતાં જતાં તે ગંગાબાઇને ભલામણ કરતો ગયો કે—' લખુની વહુ હવે એના બાપને ઘેરજ રહે તો સારૂં. આપણાથી એ સાપનો ભારો સંભાળી ન શકાય.' આ તેના ગેબી બોલ ઉપરથી ગંગાબાઇ સમજી ગઇ કે—' આ તો ભાઇ સાહેબને એટલો ખરચ પણ ભારે પડતો લાગે છે.' લીલુ તો બિચારી બાપની એકજ હતી, એટલે લધુભાઇ તેને રોટલા માટે પરાધીન કરીને પારકાના મુખ સામું જોવરાવે—એ તો બનવા જોગજ ન હતું.

વાચક ! તે પછી બે મહિને લધુભાઇ, પોતાની તે બાળવિધવા પુત્રીને પોતાના ઘરે તેડી ગયો. એટલે તે અભાગણી લીલબાઇએ પોતાનું દુઃખી જીવન ઘણું ખરૂં ત્યાં રહીનેજ ગુજાર્યું. અહા ! વિધાતાની કેવી વિચિત્ર ગતિ છે ?



# પ્રકરણ ૮ મું.

## પાપનો પશ્ચાત્તાપ.

જૈન સિદ્ધાંતના પારંગામી આપણા એક આચાર્ય મહારાજ કહી ગયા છે કેઃ—

" स्वस्थात्परस्थानं प्रमादस्य वशाद्गतः
तत्रैव क्रमणं भूयः प्रतिक्रमणमुच्यते. "

એટલે—'પ્રમાદ-અજ્ઞાનતાના યોગે પોતાની પ્રથમની ઉદાર (ઉંચી) ભાવનાથી પતિત થઇ પાપી ભાવનામાં જતાં પશ્ચાતાપ કરીને પાછા તેજ ઉદાર ભાવનામાં આવવું--તેનું નામજ પ્રતિક્રમણ છે.'

પાપનો અંતરથી પશ્ચાતાપ કરવો - તે ફરીને તેવાં પાપમાં પ્રવૃત્તિ ન કરવાની એક નિશાની છે. જગતમાં એવા પુરૂષો તો શોધ્યા પણ નહિ જડે, કે જેઓ પાપના વિચારમાત્ર પણ નહિ કરતા હોય. વળી પાપના વિચારની સાથેજ પશ્ચાત્તાપ કરીને પાછા હઠી જાય-તેવા પુરૂષો પણ વિરલાજ હશે. તેમજ પાપ કરીને પણ પશ્ચાત્તાપથી પાછા હઠીને ફરી તેવી પાપી પ્રવૃત્તિનો ખ્યાલ નહિ કરનાર પુરૂષો પણ ખરેખર ! ભવિષ્યમાં તેવી પાપવૃત્તિથી બચી જાય છે. પરંતુ પાપ કરીને પણ પશ્ચાત્તાપ ન કરનાર પુરૂષો ભવિષ્યમાં તેવા પાપમાર્ગથી અટકી શકતા નથી. ભાવના વિના માત્ર પ્રતિક્રમણાદિકના બોલ બોલવાથી પાપની નિવૃત્તિ સંભવતી નથી.

એક પાપનો પશ્ચાત્તાપ કે પ્રતિક્રમણ કર્યા પછી પણ જો તે પાપનો અટકાવ ન થાય, તો તે ગોખી રાખેલા બોલ માત્ર શુકપાઠ જેવાજ છે. આપણા કથાનુયોગમાં એક ઠેકાણે પેલા કુંભારના 'मिच्छामि दुक्कड' માટે લખ્યું છે—તેવા મિચ્છામિ દુક્કડથી જો પાપ બળીને ખાખ થઇ જતા હોય—તો આજે મોક્ષના મોંઘી સુખડી, એક સામાન્ય માણસને માટે પણ સસ્તામાં સસ્તી થઇ પડે. વળી આજકાલ આપણા શ્રીપજુસણ પર્વના પ્રસંગે માત્ર કોરા કાગળપર હૃદયના પરવાના વગર વિગતવાર છાપવામાં આવેલ રંગબેરંગી કંકોત્રીપર માત્ર પોતાના નામનું મતું મારી દેવાથી જો ખમતખામણાની ભાવનાનો હેતુ પાર પડી શકતો હોય—તો માત્ર આપણા જૈન બંધુઓને માટે તે પણ એક સસ્તી સુખડીજ છે. જો કે પશ્ચાત્તાપ કે પ્રતિક્રમણ કરવું-તે બહુ મુશ્કેલ નથી; પરંતુ પછીથી તેવા પ્રકારના પાપની નિવૃત્તિ કરવી-એજ એક મોટામાં મોટી વાત છે.

* * *

વાચક! હવે આપણે પેલા દામા દલાલ અને તેના ચિરંજીવી મી. ધમલાની જરા તપાસ કરીએ. હોસ્પીટલમાં આવ્યા પછી દલાલને ત્રીજે દિવસે કંઇક ભાન આવ્યું એટલે દાકતરે વાલબાઇને ધીરજ આપીને કહ્યું કે—'હવે કંઇ ધાસ્તી જેવું નથી. માટે તમારે જો જવું હોય-તો ખુશીથી જાઓ. દલાલ આઠ દિવસ પછી ઘરે આવી શકશે.' આથી વાલબાઇ કંઇક ધીરજ ધરીને પોતાના ઘરે પાછી આવી. આઠ દિવસમાં દામાના શરીરમાંથી

દરિયાઇ અસર બિલકુલ નાબુદ થઇ ગઇ, એટલે તે પોતાને ઘેર આવ્યો.

હવે આ બાજુ માંડવીની પોલીસ કોર્ટમાં ધમલાનો કેસ ચાલતાં તે ગામના કેટલાક સાક્ષીઓને બોલાવવામાં આવ્યા. તે વખતે ધમલાના બચાવ માટે વાલબાઇએ પોતાના તરફથી બે માણસ મોકલ્યા અને તેમને ખાનગીમાં એવી ભલામણ કરી કે—'કદાચ લાંચલુંચ કે દંડ આપતાં બે હજાર કોરીનો ખરચ થઇ જાય તો હરકત નહિ, પણ અમને નીચું જોવાનો વખત ન આવે—તેમ કરજો.' ગામના બીજા સાક્ષીઓમાં ઘણાખરા ધમલાને કડવી નજરથી જોનાર હતા. એટલે તેમણે એવી જુબાની આપી કે—"સાહેબ! લગભગ ચાર પાંચ વરસથી એણે ગામના ગૃહસ્થોના કેંક છોકરાઓને જુગારના કીડા બનાવી દીધા છે, કંકને કેળવણી લેતાં અટકાવ્યા અને કેંક છોકરાઓને ચોરી કરતા શીખવ્યા છે. એ તો એના બાપની મિલકતપર તાગડધિન્ના કરે છે, પણ અમ જેવા ગરીબના છોકરા મોટા થયા છતાં એ ભાઇ સાહેબની સોબતથી કંઇ ધંધો પાણી કરતાં પણ અટકી પડયા છે. એના બાપના ઘરમાં હરામના દામની કંઇ ખોટ નથી, એટલે એ તો ભલે ચાર પગે ચાલે, પણ અમ જેવાના છોકરાની ભવિષ્યમાં શી ગતિ થાય? આપ નામદાર અમારા ગામની આ આફતનો અંત લાવો તોજ અમ જેવાનો કંઇ આરો થાય. નહિ તો આખર જતાં અમ જેવાના ઘર શમશાન જેવા થઇ જશે." બસ, આ જુબાનીમાં બીજા સાક્ષીઓએ પણ બે બોલ ઉમેરીને સંમતિ આપી. ધમલાના બચાવ માટે બે માણસ આવ્યા હતા, તે પણ એ જુબાની

વિરૂદ્ધ કંઇ બોલી શકયા નહિ. કારણ કે તે જુબાની કંઇ ઇર્ષ્યા કે અદેખાઇથી આપવામાં આવી ન હતી, પરંતુ ખરીરીતે બાબત પણ તેવીજ હતી. બસ કેસનો ચુકાદો મળતાં ધમલાને એક હજાર કોરીનો દંડ અને બે મહિનાની સાદી કેદની શિક્ષા થઇ. પરંતુ બીજી એક હજાર કોરી દંડની ભરતાં તે કેદની સજાથી બચવા પામ્યો. પણ પછીની સારી ચાલ ચલગત માટે જામીનગિરી બદલ અમુક વખત સુધી બીજી પાંચ હજાર કોરી અનામત તરીકે ભરવી પડી. આ બધી ખટપટ કરતાં લગભગ દોઢ હજાર કોરીનો બીજો ખરચ પણ થઇ ગયો. એટલે અત્યારે તો આપણા ધમ્મુભાઇ માંડવી ખાતે લગભગ સાડી આઠ હજાર કોરી મંડાવી આવ્યા. અને વળી પેલી જુગારની જમાવટ માટે જે ગામમાં ઉધાર મંડાવીને લગભગ બે હજાર કોરી લીધી હતી, તે તો આ ભાઇસાહેબનો આંકડો જુદોજ. આ શુભ સમાચાર જયારે આપણા મી૦ દામાભાઇના કાને આવ્યા ત્યારે તેને તો જાણે પહેલાં એક મીઠી સમાધિ ( મૂર્છા )જ આવી ગઇ. પાંચ મિનિટ પછી કંઇ ભાન આવતાં—' મહામહેનતે મેળવેલ આ મિલકત થોડાજ વખતમાં મને એક આંખમીંચામણી કરી એક વેશ્યાની જેમ છેતરીને કેમ ચાલી ગઇ ? ' આ વિચારથીજ તે છક થઇ ગયો. હજી સંગ્રહણીની કસર પણ તેને ચાર છ આના તો રહીજ ગઇ હતી. તેમાં આ ધ્રાસકો પડ્યો, એટલે તે બિચારાની તબીયતને પાછો કંઇક ધક્કો લાગ્યો. પણ હવે તે ફરી ખરચ કરીને મુંબઇ હવા કરાવવા જાય, તેટલી તેની તીજોરીમાં પુંજી પણ ન હતી.

એક દિવસે તેણે પોતાની સ્ત્રી અને ધમલાને પાસે બોલાવી જરા આંખ બતાવી ધમકાવીને પેલા નગદનાણાની વાત પૂછી. એટલે વાલબાઇએ પોતાના પરથી ભાર ઉતારીને કહ્યું કે—' જુઓ, આ ધમલો એક મોટો જુગારી બની ગયો. અમુક ચીજ વસ્ત લાવવાના બાને મારી પાસે રોજ તીજોરીની ચાવી માગતો, અને તેમાંથી પોતાને ગમે તેટલા પાંચીઆ ઉઠાવીને જુગારમાં ઉડાવી આવતો. આ ખબર કંઇ મને પહેલાં ન હતી. નહિ તો હું એને કોઇવાર ચાવી આપું ખરી કે? એ કંઇ પારકો નથી કે તેમાં અવિશ્વાસ આવે? નાથ! આ જુગારની પોલ જ્યારે મારા જાણવામાં આવી ત્યારથીજ મને વ્હેમ પેઠો. અને તપાસ કરી તો તીજોરીમાં કંઇ ન મળે. માત્ર થોડી ઘણી રકમજ માલુમ પડી. એવામાં તમે મુંબઇ ગયા, એટલે તે વાત તમને કહેવાની રહી ગઇ. વળી જુઓ, મને ખબર પડતાં મેં જ્યારે ચાવીની સખ્તાઇ રાખી, ત્યારથી એ ગામમાં ઉધાર કરીને પૈસા લાવ્યો છે. તે પણ લગભગ બે હજાર કોરીનો આંકડો થયો છે. હું સ્ત્રીજાતિ એના-પર વધારે શું શખ્તાઇ રાખી શકું?" આ બોલવાની ચાલાકીથી તેણે નગદ નાણાનો બધો દોષ ધમલાપર નાખી દીધો. આ બધું પોતાને માટે છટાદાર ભાષણ સાંભળીને ધમલો તો બિચારો ધબોધબ થઇ ગયો. પોતાના બચાવ માટે પોતાની જીભથી તે એક હરફ પણ બોલી શકયો નહિ. જુગારમાં કેટલા પૈસાપર પાણી ફર્યું, તેનો કંઇ તેની પાસે હિસાબ ન હતો. વળી પોતે જુગારની વાત પોતાનાપરથી ઉતારી શકે—તેમ તો હતુંજ નહિ. ત્યાં ગામમાં પણ તેની જુગારની સાચી સાખ પુરનાર ઘણા માણસો

મોજુદજ હતા. અને વળી વધારામાં પોતે ભાઇસાહેબ પોલીસના તાજા પરોણા થઇ આવ્યા હતા. આ બધા પુરાવા હજી ગરમાગરમજ હતા. છતાં હવે દામો ધમલાને મારી મારીને મુડદાલ બનાવી દે, તો પણ પૈસા પાછા આવીને તીજોરીમાં ભરાય તેમ તો નજ હતું. એટલે દલાલ પોતાના કર્મનોજ દોષ કહાડીને બેસી રહ્યો. એ નગદ નાણાની સાથે કેટલાક દાગીના હરણ કરવાનો દોષ પણ વાલબાઇએ ધમલાપરજ મૂકી દીધો. એટલે પોતાની પચાશ ગજની પોલ, ધમલાની પોલમાં છુપાઇ ગઇ. પેલા જીવલાના હાથે ધન લુંટાવવાની બાબતનું તો કયાં નામ કે નિશાન પણ પ્રગટ ન થયું. અને તેથી વાલબાઇ પોતાને એક ચાલાક સમજીને તે મનમાંને મનમાં મ્હલકાવા લાગી. અરે અજ્ઞાન મનુષ્ય! દુનીયામાં ગુપ્ત પાપનો બદલો પણ મળ્યા વિના તો રહેતોજ નથી. તે કુદરત બધું તાકી તાકીને જુએ છે, અને વખત આવે તેનો બદલો આપ્યા વિના પણ તે રહેતી નથી.

ધમલો પંદર વરસનો હતો, ત્યારથીજ દલાલે તેને એક ગૃહસ્થની કુલીન કન્યા સાથે પરણાવી દીધો હતો. પણ વાત એવી હતી કે—વાલબાઇને પોતાની પોલંપોલ ઘરમાં છાની રીતે ચલાવવી હતી. એટલે ધમલાની વહુ આવે કે નજીવી બાબતમાં નકામો મહાભારત કજીયો કરી તેને મારી પીટીને હાંકી કહાડતી હતી. તેથી તે બિચારી લોકવ્યવહારની ખાતર ચાર છ મહિને ચાર દિવસ જેમ તેમ ત્યાં રહી જતી. ધમલાને જુગારના વ્યસનથી અટકાવવા તેણે એક વખત એવી ભલામણ કરી કે—"નાથ! આ તમારી આદત આપણા કુલીન કુળ, ધર્મ અને જ્ઞાતિને માટે બહુજ અઘટિત

છે. એટલુંજ નહિ પણ તમારા પોતાને માટે પણ તે તેટલીજ હાની-
કર્તા છે. માટે તમે હાલ મારા પિતાને ઘેર આવીને રહો. ત્યાં હું
તમને કોઇ જાતની હરકત આવવા નહિ દઉં. અને તેમ કરવાથી
આ તમારૂં દુર્વ્યસન પણ દૂર થઇ જશે. જુગારથી જગતમાં નળ
અને પાંડવો જેવા મહાસમર્થ પુરૂષો પણ રાજયભ્રષ્ટ થઇ ખુવા-
રીમાં આવી પડયા, તો સામાન્ય માણુસનું શું ગજું? આપ મારા
પિતાના વલણુમાં જે પોતાથી બને તેવું કામકાજ કર્યા કરશો,
તોપણુ તમને ત્યાં કોઇ પુછનાર નથી. વળી તમારી ઓર-
માન માતાના સ્વાર્થી સ્વભાવને લીધે તે મને અહીં ચાર દિવસ
વધારે રહેવા દે તેમ નથી. માટે વ્હાલા! કંઇક મારાપર દયા
લાવીને આપ ત્યાં પધારો." આ તેના શબ્દો ધમલે વચમાં
કંઇપણુ ધાંધલ કર્યા વગર સાંભળી લીધા. પણુ તેને પોતાની
સ્રીની કે તેવી હિત શિખામણુની કંઇ દરકારજ કયાં હતી? અરે!
દરકાર તો દુર રહી; પણુ તેને ઉલટું તે તરછોડવા મંડી પડયો–
"મોટી ડાહીમાની દીકરી થવા આવી. શું મારા બાપના ઘરમાં
રોટલાની ખોટ છે, કે તારા બાપને ઘેર હું રોટલા ખાવા આવું?
પોતાના બાપનું ઘર સહુને વ્હાલું હોય. તારા બાપના ઘરમાં
બહુ સુખ રોપ્યું હતું, અને તે તને એટલું બધું વ્હાલું હતું,
તો મને પરણી શા માટે? દુનીયામાં બધી છોકરીઓ પરણીને
પોતાના ખુદા જેવા ખાવિંદને બાપના ઘરે રોટલા ખવરાવવા
લઇ જતી હશે—એમ કે? મારી ઓરમાન માનું બાનુ તને ઠીક
હાથમાં આવી ગયું. સાસુ ગમે તેવી હોય—તે જોઇએ તો દિવ-
સમાં દશ વખત માર મારતી હોય, દિવસમાં દશ દશકા ગાળી-

ઓના ઝેરી ઘુંટડા પીવરાવતી હોય, અને વધારામાં તે એક ચાકરડી કરતાં પણ વધારે તેની પાસે કામકાજ કરાવી તેને માથું ઉંચે કરવાનો વખત પણ આવવા ન દેતી હોય—તોપણ વહુ તો સાસરેજ શોભે. તારો બાપ કાંઇ પોતાના પોરીયાને મુકીને મને પોતાની મીઠી મિલકતનો વારસો આપે તેમ છે? 'પોતાના બાપના ઘર જેવું તો પરાયા ઘરમાં સુખ અને માન ક્યાંથી હોય?' એ તો સહુ કોઇ જાણે છે. તો પછી આ પરાયા ઘરની આખી ઉમ્મર સુધીની પનોતી તેં શા માટે માથે ઉપાડી લીધી? મારી બેટી આજકાલની બૈરીઓ પણ કંઇ છાપરે ચઢીને બેઠી છે ને? સાસરાના ઘરની ટાઢી છાયામાં પડી રહેવાનું મળે—છતાં બાપના ઘરનો લાડવો લેવા દોડે. અરે! મારા ઘરમાં રાજ હોય—તો પરણ્યા પહેલાં બધી છોકરીઓની સ્ટાંપપર સહી લેવાનો કાયદો કહાડું. અને તેમાં પણ એવી રીતે કે—'પરણ્યા પછી છોકરીએ બાપના ઘરનું ખારૂં પાણી પીવું નહિ, તેમજ પોતાના માલિકને ભરમાવી શરમાવીને પોતાના બાપને ઘેર રોટલા ખવરાવવા લઇ જવો નહિ.' આ ઉપયોગી કલમનું જે છોકરી અપમાન કરશે, તેને સદાને માટે પોતાના બાપના ઘરના ખારા પાણીની સજા કરવામાં આવશે.' વળી હું કેવા અમૂલ્ય કે નિર્માલ્ય કામમાં વખત ગાળું છું-તેમાં તારે માથું મારવાની શી જરૂર છે? ઘરનું કામ ન હોય અને નવરા બેસીને જો હાડકા ચડી જતા હોય, તો આંગણાની મોટી અગાસીપર પેલી લાંબી નીસરણી માંડીને તેનાપર ચડ ઉતર કર્યા કર. તું એવડી મોટી મેતાણી ક્યારની? કે મને પણ પેલા પાંડવોનો પાઠ પઢાવવા આવી? શું ઘરની બૈરીઓ કરતાં પણ

અમે અક્કલના ઉકરડા એમ? કે ઘરનું કામ કરનાર એક બૈરી જેવી પોતાની ગુલામડી પોતે બહાદુરીથી આગળ આવીને પોતાના નામદાર રા. રા. ધમ્મુ ભાઇને એક મોટો અક્કલનો પોથો ખોલી બતાવવા આવે?" બસ, આ અયુકત યુકિતની ભુક્કીથી ભરેલું તેનું ભીષણ ભાષણ સાંભળતાં તે તો બિચારી જમીનનેજ જોઇ રહી અને તેમાં જાણે પેસવાના માર્ગની રાહ જોતી હોય–તેવી ઉદાસ અને આભીજ બની ગઇ.

એક દિવસે જીવલો જગુ સોનીના હાટે એક સોનાની વીંટી ગિરવી મૂકવા આવ્યો. એવામાં ભાગ્યયોગે ત્યાં દામો દલાલ આવી ચડયો. તેને જોતાંજ જીવલો જીવ લઇને પવનના વેગે ત્યાંથી પસાર થઇ ગયો. અને જતાં જતાં તેણે એક એવાર દલાલ તરફ સિંહાવલોકન કરી જોયું. આ વિચિત્ર બનાવથી દામાના દિલમાં પૂરેપૂરો વ્હેમ ભરાયો. તે પ્રથમ પોતાના ઘરે નોકર હતો તે તો દલાલને ખબરજ હતી. એટલે તેણે અનુમાન કર્યું કે—"વખતસર નોકરી દરમ્યાન મારા ઘરમાંથી કંઇ માલ તાણી ગયો હોય, અને તેથીજ આ વખતે એ ચોરની જેમ ચતુરાઇથી છટકી ગયો લાગે છે. પણ અત્યારે તે જગુ સોની પાસે કંઇ ચીજ તો લાવેલજ હશે, નહિ તો આમ ચોરની જેમ રસ્તો ન માપે." દલાલ આવ્યો, ત્યારે જગુ સોનીએ કંઇક પોતાના હાથમાંથી નીચે મુકયું—તે દામાએ બરાબર જોઇ લીધું. અને તેથી સોનીને પણ એવી શંકા રહી ગઇ કે—'દલાલે બરાબર જોઇ તો લીધું.' તે વખતે દામાએ જરા છટા અને ચાલાકી ચલાવી કે—"કેમ, જગુ સોની! આજકાલ માલ પાણી તો

સારી રીતે મળે છે ને ? કંઇ આપણું પાકે તેવું હોય તો કહેજો હો. અત્યારે તો બેઠા બેઠા રોટલા પણ મુફતના માથે પડે છે. પેલો જીવલો આજ તમને કાંઇ નાસ્તો કરાવી ગયો લાગે છે. જોઇએ, શું લીધું ?" હવે જગુથી છુપાવી શકાય તેમ હતુંજ નહિ. કારણ કે દલાલ સાથે તેનો જુનો સંબંધ હતો. તરત જગુએ હાથ લાંબો કરીને તે વીંટી દલાલના હાથમાં મુકી દીધી. તે જોતાંજ દામો તો વિચિત્ર વિચારમાં પડી ગયો:— "સોની મહાજન ! આ તો આપણા ઘરની ચીજ લાગે છે. અને તે મારા ધારવા પ્રમાણે તમે પોતેજ બનાવી આપી છે. બસ, આ ઉપરથી એ સાબીતી મળે છે કે—એ લુચ્ચા બામણીઆના ઘરમાં મારા ઘરની એવી બીજી પણ ચીજો નીકળવી જોઇએ." એમ ધારી તેણે પોલીસના હાથે જીવલાના ઘરની જડતી લેવરાવી અને તેમાં દલાલના ઘરના લગભગ દશ હજાર કોરીના દાગીના હાથ લાગ્યા. પછી તે દાગીના સાથે જીવલાને તેણે માંડવી પોલીસના કબજામાં રખાવ્યો અને પોતે તેનાપર ચોરી બદલની ફરીયાદ નોંધાવી.

આ ખબર વાલબાઇના કાને આવતાં તે બિચારીને સાત પાંચ થઇ પડયા. તે એક ગંભીર ચિંતામાં પડી ગઇ કે—"હવે મારો પાપનો ઘડો ફુટયા વિના નહિ રહે. કોર્ટમાં કેસ ચાલતાં જયારે જુબાની લેવાશે, ત્યારે જીવલો પોતાના બચાવને માટે મારી ગુપ્ત પોલ બધાના દેખતાં જરૂર ઉઘાડી કરશે. અને તે વખતે જુબાનીમાં કદાચ મને ઘસડી જાય, ત્યાં ઉલટ પાલટ તપાસ ચલાવતાં મને કંઇ પુછવામાં આવે—તો હું એક સ્ત્રી

જાતિ ત્યાં જવાબ પણ શું આપી શકું? વળી જીવલો પોતાના બચાવને માટે એવી કોઈ એક બે રાંડને સાક્ષીમાં ઉભા રાખી દે, તો પછી મારે પોતાનો બચાવ શી રીતે કરવો? તેમજ આ બધો મામલો દલાલના જાણવામાં આવે—એટલે તો પછી મારા બારજ વાગ્યા. તે તો પછી મને જીવતીજ શાની રહેવા દે? હવે વગર મોતે મરવા જેવું તો આવીજ બન્યું છે, અને બદનામ થયા પછી દુનીયામાં જીવવું પણ નકામુંજ છે. આ બધી ભયંકર ખટપટ નજરે જોઇને ક્યાં વાવડી શોધવી પડે—તે કરતાં નિરાંતે પોતાના હાથેજ કિરતારનું નામ લઇને પરલોકમાં ચાલ્યા જવું—તે વધારે સારૂં છે.” એમ ધારીને તે કેસ નીકળ્યા પહેલાં પોતાની જીંદગીને ખતમ કરવાનો રસ્તો શોધવા લાગી.

દલાલનું શરીર બહુ દુર્બળ થઇ ગયું હતું. દિવસમાં બે ચાર વખત તેને ટેકો આપવાને માટે તે પોતાના ઘરમાં દશ બાર કોરીનું અફીણ હમેશાં રાખી મુકતો હતો, તે વાલબાઇના તો જાણવામાંજ હતું. કેસના આગલે દિવસે દલાલ જ્યારે માંડવી તરફ રવાનો થયો, ત્યારે વાલબાઇને પોતાનો ઇરાદો પાર પાડવાનો બરાબર વખત મળ્યો. ઘમસાનું તો કંઇ ઠેકાણુંજ નહિ, એટલે ઘરમાંજ તેને એકાંતનો પ્રસંગ મળી ગયો. રાતના આઠ વાગ્યા, એટલે ઘરનું બારણું તેણે અંદરથી બંધ કરી લીધું. હવે બહારથી તેને કોઇ સાદ કરીને બોલાવે તેમ ન હતું. ઘરમાં આવી પેટીમાંથી તેણે કસુંબાની ડાબલી બહાર કહાડી, અને તેમાંથી કસુંબો પણ હાથમાં લીધો; પરંતુ તેજ વખતે તેને કોણ જાણે કેવો વિચાર આવ્યો, કે તેણે તરતજ કસુંબો પાછો

પેટીમાં મુકી દીધો, અને પોતે પથારીપર આવીને બે ઘડી પડી રહી. અત્યારે તે ઉંડા વિચારમાં હતી. આવતી કાલનું ભવિષ્ય તેને બહુજ ભયંકર ભાસતું હતું. એ ભવિષ્ય તે પોતાની નજરે જોવા ઇચ્છતી ન હતી. ‘ જીવતો નર ભદ્રા પામે ’ એ બોલ તેના સાંભળવામાં આવ્યો હતો, પણ ‘ તે પોતાને માટે નહિ ’ એમ ધારી લીધું. તે પાછી પથારીમાંથી ઉઠી અને કંપતા હાથે કસુંબો લીધો. આ વખતે તેની છાતી ને હાથ-પગ ધ્રુજતા હતા. અત્યારે કોઇ આવીને તેને આપઘાત કરતાં અટકાવે તેમ ન્હોતું; છતાં તેના હૃદયના એક ગેબી વિચારજ તેને અટકાવ અને પ્રેરણા કરતા હતા. પછી તેણે એક વાટકામાં પાંચ તોલા પાણી લીધું અને તેમાં બે તોલા કસુંબો લઇને નાખી દીધો. થોડીવાર પછી તે ઓગળીને એક રસ થઇ ગયો. એટલે તે કસુંબી પાણી પીવાને તેણે પોતાનો હાથ લંબાવ્યો અને તે લઇને લગભગ પોતાના હોઠ સુધી તે પ્યાલો પહોંચાડી દીધો. એવામાં એક વિચાર આવવાથી તેણે તે પાછો નીચે મુકી દીધો. તે વિચાર એવો હતો કે “ હું આપઘાત કરીને મરીશ તેથી જીવલાનો બચાવ તો કોઈરીતે થઇ શકે તેમ છેજ નહિ. તે બિચારો નિર્દોષ છે, છતાં જ્યાંસુધી ‘ એ દાગીના મેં એને બક્ષીશ આપ્યા છે ’—એમ મારા તરફથી પુરાવો ન મળે, ત્યાંસુધી તો તેના બચાવનો એકે રસ્તોજ નથી. મારા પાપી સ્વાર્થની ખાતર મેં જે ચીજ એને આપી છે. તેને માટે તેનાપર ચોરીનો આરોપ આવે એ તો અયુકતજ છે.” એમ ધારીને તેણે એક કાગળ હાથમાં લીધો, અને તેનાપર ભાંગ્યા તુટયા અક્ષરોમાં તેણે નીચે પ્રમાણે લખી કહાડયું.—

"દુનિયાના ઘણાં દુઃખોમાંના એક દુઃખને લીધે મેં મારા પોતાના હાથે આપઘાતથી મરણ માગી લીધું છે. તે દુનીયાને જાણવાની કે જણાવવાની જરૂર નથી. તેમાં મારા પતિ કે બીજું કોઇ દોષિત કે કારણભૂત બિલકુલ નથી. વળી માલિકના દરબારમાં જતાં જતાં મારે એટલું પણ સાચે સાચું કહી દેવું જોઇએ કે અમારા ઘરના દાગીના બદલ જીવલાપર જે ચોરીનો આરોપ મુકવામાં આવ્યો છે, તે બદલ જીવલો બિચારો બિલકુલ નિર્દોષ છે. કારણ કે મારી કેટલીક માનતા પુરી કરવા તે દાગીના મેં જાતે તેને દક્ષિણામાં આપ્યા છે. તે એક પણ ચીજ અમારા ઘરેથી કોઇવાર ચોરીને લઇ ગયેલ નથી. તે બિચારો નિર્દોષ માર્યો ન જાય—એટલા માટેજ મારી ગેરહાજરી છતાં મારી સાક્ષીનો આ એક સાચો અને સબળ પુરાવો છે. અને તેથી વખતસર એનો બચાવજ થઇ શકશે."

લી. વાલબાઇ.

બસ, એ કાગળ તેણે એક કવરમાં નાખ્યો અને તેનાપર 'નિર્દોષનો પુરાવો' એવા અક્ષરો લખીને તે પોતાની પથારી પાસે મુકી દીધો. પછી તેણે ઘરના ચારે ખુણામાં એકવાર નજર ફેરવી લીધી. બારણું ઉઘાડીને આંગણામાં, ડેલીમાં અને બહાર ઓટલાપર તપાસ કરી, પરંતુ આજ તો ઘમલો પણ કયાં જોવામાં ન આવ્યો. પાછા બારણા વાસીને તે પથારીપર આવી, અને તૈયાર રાખેલ તે પ્રવાહી પીયાલો તેણે હાથમાં લીધો. આ વખતે તેનો હાથ થરથરી રહ્યો હતો. 'કંપતા હાથમાંથી વખતસર કસુંબી પાત્ર નીચે પડી જશે' એવી ધાસ્તીથી તેણે પોતાનો બીજો હાથ લાંબો કરીને જરા ટેકો રાખ્યો. આ છેલ્લી ઘડીએ તેના અંતરના ઉંડા

ભાગમાંથી તેને એક ગેબી અવાજ મળ્યો કે—' પાપી અને પ્રપંચી વાલુ ! તારા પાપી આત્માના પ્રાયશ્ચિત માટે અત્યારે આ કસુંબાનો કડવો ઘુંટડો તને બસ છે.' આ અંતરધ્વનીની બંધ થતાં એક, બે કે ત્રણ મિનીટમાં આંખો મીંચીને તે બે ઘુંટડા ગટગટાવી ગઇ.

આ બાજુ દલાલના ગયા પછી ધમલાની હાજરી લેનાર કોઇ ન હતું. એટલે સાંજના પાંચ વાગે જમી પરવારીને તે ઘરની બહાર નીકળી પડયો. આજે એક નજીવા કારણથી દલાલે તેને માર માર્યો હતો અને વધારામાં વાલબાઇએ તેને ન બોલવાના બે વેણ સંભળાવ્યા હતા. આથી ભાઇસાહેબનું લોહી બહુ તપી ગયું હતું. તેની આખોમાં જાણે ખુન ભરાયું હોય તેવી લાલ ભાસતી હતી. આગળ ચાલતાં તે એક દીવાલ પરથી કંપાઉન્ડમાં કુદી પડયો, જ્યાં તે અગાઉ પણ ચોરની જેમ બે ત્રણ વખત આવી ગયો હતો. ત્યાં એક કુલીન ઘરની કાંતા ઘરના કંઇ કામ પ્રસંગે તે પોતાના ઘરની પાછળના કંપાઉન્ડમાં એકલી આવી હતી. આ વખતે સૂર્ય અસ્ત થઇ ગયો હતો, પણ રાત્રિએ જગતપર હજી પોતાનું જોર બરાબર જમાવ્યું ન હતું. કોણ જાણે ધમલો તેના કોમળ અંગ પરથી અલંકાર લેવા માગતો હતો કે તેની લાજ લુંટવાને તે તલપી રહ્યો હતો ? પરંતુ ઘણીવાર તે બંનેની વચ્ચે ખુબ રકઝક થઇ. આખર તે નવોઢા તેને ધિક્કાર અને બાયલાપણાના બોલ સંભળાવીને છટકવા જતી હતી, એવામાં ધમલાએ પોતાના ખિસ્સામાંથી એક પાણીદાર ચપ્પુ કહાડતાં તેનો હાથ પકડી લીધો. ' નાદાન નાજની ! તું આમ મારૂં અપમાન કરીને કયાં ભાગી જવાની હતી ? તારી ખુમારીનું ફળ તું અત્યારેજ ચાખી

લે.' આ બોલ બોલતાં ને પવિત્ર અબળા પર ચપ્પુ ચલાવવા જતો હતો, એવામાં પાછળથી કોઇએ તેના બંને હાથ પકડીને બાંધી લીધા. " પારકા ઘરમાં પેસીને કુલીન કાંતાપર તરાપ મારનાર નાદાન ધમલા! તારૂં હવે આવી બન્યું છે. તને હવે માલિક પોતાના દરબારમાં બોલાવી લેવા માગે છે. આ પૃથવીના પવિત્ર પટપર તું હવે રહેવાને લાયકજ નથી." ધમલાના હાથ બાંધનાર તે પેલી યુવતિનો સસરો હતો, અને તેણેજ આ ઉપરના બોલ તેને સંભળાવ્યા હતા. એવામાં એક પોલીસ સીપાઇ સાથે બે ચાર માણુસ ત્યાં દાખલ થયા, અને તપાસ કરતાં—તે એક કુલીન અબળા પર બલાત્કાર અને તેના ખુનની કોશીશ કરનાર માલુમ પડયો. તરત પોલીસે તેને પોતાના સ્વાધીનમાં લીધો અને હાથ કડી પહેરાવીને અત્યારે તો તેને એક ઓરડામાં પુરી દીધો.

જે દિવસે જીવલાનો કેસ ચાલવાનો હતો, તેજ દિવસે સવારના આઠ વાગે ગામના કેટલાક માણુસો દલાલના ઘરનું બારણું ખખડાવવા લાગ્યા. છતાં જયારે અંદરથી કંઈ જવાબ ન મળ્યો, ત્યારે બાજુની દિવાલપરથી તેઓ અંદર આંગણામાં ઉતર્યા. અંદર ઘરનું બારણું પણ બંધજ હતું. તેથી એક બારી ભાંગીને બે માણુસ અંદર દાખલ થયા, અને તપાસ કરતાં વાલબાઇ મરણ પામેલી માલુમ પડી. આ ભયંકર બનાવની ખબર પોલીસ મારફતે માંડવી ફોજદાર અને દલાલને પહોંચાડવામાં આવી. તે સાથે ધમલાને પણ માંડવી પોલીસની દેખરેખ નીચે લઇ જવામાં આવ્યો. ધમલાના ધાંધલની ખબર દલાલને જો કે માંડવીમાંજ મળી, છતાં તેની દરકાર ન કરતાં પ્રથમ જીવલાના કેસની મુદત માગીને તે પોલીસના બે

માણુસ અને ડાક્તરને સાથે લઇને તરત પોતાના ઘરે આવ્યો. ત્યાં ડાકતરની તપાસ ચાલતાં—'તે કસુંબાના કડવા ઘુંટડાથીજ મરણ પામી છે'—એમ સાબીત થયું. છતાં તેણે શા કારણથી આપઘાત કર્યો? તેનો મુદ્દો મળ્યા વિના 'વખતસર તે ગંભીર આરોપ પોતાના પરજ આવી પડે'—એવી દલાલને ધાસ્તી રહી. એવામાં પેલો કાગળ હાથ લાગ્યો અને તે કેસના સાક્ષી પુરાવા માટે પોલીસે પોતાના કબ્જામાં રાખ્યો. આથી દલાલની ગંભીર ધાસ્તી તો ટળી ગઇ, પણ સાથે સાથે તે દાગીનાનો કેસ પણ ઘુલો થઇ ગયો. આઠ દિવસ પછી જીવલાનો કેસ નીકળતાં વાલબાઇના લેખિત સાક્ષી પુરાવાથી જીવલો નિર્દોષ ઠર્યો; એટલે તે દાગીના તેને હવાલે કરીને છોડી મુકવામાં આવ્યો.

માંડવીની પોલીસ કોર્ટમાં આપણા ધમ્મુભાઇ પ્રથમ નામ તો નોંધાવીજ ગયા હતા. એટલે ન્યાયાધીશ સાહેબને તેની ફરીથી ઓળખાણ લેવાની જરૂર ન પડી. તેનાપર એક ચોરી, બલાત્કાર અને ખુનની કોશીશ-એવા ત્રણ આરોપ મુકવામાં આવ્યા. તેમાં પેલી કુલીન યુવતિની જુબાની વખતે ધમલાના બચાવ માટે એક પણ સાક્ષી કે પુરાવો ન મળ્યો—એટલે તેને પાંચ હજાર કોરીનો દંડ અને પાંચ વરસના સખ્ત કેદખાનાની સજા થઇ. તેમાં પાંચ હજાર કોરીનો દંડ તો દલાલે પોતાની ઘરવખરી વેચીને પણ જેમ તેમ ભર્યો; પરંતુ સખ્તકેદની સજા તો આપણા ધમ્મુભાઇ ઉપર ખડીને ખડીજ રહી. પોતાની સ્ત્રીના આપઘાતમાં અને ધમલાની ધાંધલમાં ઘરવખરી સાથે દલાલને પોતાનું મકાન પણ ગિરવી મુકવું પડયું. એટલે તેના હાથમાં હવે માત્ર

પચાશ સો કોરી ભાગ્યેજ રહી હશે. વળી આ બધી ધમાલથી તેની દુર્બળ તબીયતને એટલો બધો ધક્કો લાગ્યો કે તેને હવે રાતદિવસ પથારીનો આશ્રય લેવાનો વખત આવ્યો. ધમલાની વહુ શાણી અને સમજુ હતી, તેને પોતાની કંઇક સારવાર માટે તેણે બોલાવી લીધી. પણ પોતાની પાયમાલીની બળતરા હવે તેનાથી કોઇ રીતે ભુલાય તેમ ન હતી. દિવસે દિવસે તે વધારે ને વધારે દુબળો થતો ગયો અને દિવસભરમાં માત્ર બે ચાર વખત પાંચ તોલા કાંજી શિવાય તે કશું લઇ શકતો નહિ.

પાપી માણસ જ્યારે પાયમાલીની પથારીપર આવે છે, ત્યારે તેને પોતાના પૂર્વ પાપનો પશ્ચાત્તાપ તો થયા વિના રહેતો નથી. દલલ બિચારો અભિમાનના પર્વતપર જેટલો ઉંચે ચઢયો હતો, તેટલુંજ તેને નીચે ઉતરવું પડ્યું. હવે એ પોતાના કર્મની કઠણાઇ કોને કહી બતાવે? તેને પુરા બે દિવસ જીવવાની પણ હવે આશા ન હતી. પોતાના હરામના દામની સ્થિતિ સાથે પોતાની દુઃસ્થિતિનો વિચાર કરતાં તેની આંખમાંથી શ્રાવણ અને ભાદરવો વરસવા લાગ્યો. પોતાના પ્રચંડ પાપોને યાદ કરીને પશ્ચાત્તાપ કરવાનો તેને માત્ર અત્યારેજ અવકાશ મળ્યો. પાંચા પટેલના એકેએક બોલ અત્યારે બરાબર સ્મરણમાં આવતાં તેને મીઠા સાકર જેવા લાગ્યા, પરંતુ હવે તેને યમ શિવાય બીજું સહાય કરનાર પણ કોણ હતું? આ વખતે પોતાના અંતરના ઉંડા ભાગમાંથી તેને એવો ગેબી બોધ મળ્યો કે—"દામા! પાપાત્મા દામા! કસાઇ દામા! તારા પ્રચંડ પાપના પ્રમાણમાં આ સજા તને બહુજ ઓછી છે. નહિ તો નારક જીવોની જેમ જગત સમક્ષ તારા રોમેરોમમાં પેલી

બાળવિધવાઓના શ્રાપ—એક કાતીલ કીડારૂપે થઇને પ્રગટ થવા જોઇએ. નિર્દોષ બાળાઓને સતાવવામાં તેં તો કંઇ બાકીજ રાખી નથી, પણ તેનો બદલો આપવામાં કુદરતે તો કંઇક કચાશજ રાખી છે. તું તો હવે એક કાચી બે ઘડીનો પરોણો થઇને ભલે ચાલ્યો જા, પણ આ તારો દાખલો જ્ઞાતિના બીજા બંધુઓને મળે અને તેઓ તેમ કરતાં અટકે તો પણ બસ છે. ખરેખર! તારા જેવા પાપી આવીને જ્ઞાતિની પડતી દશામાં ઉલટો ઉમેરોજ કરતા જાય છે. અરે! તે બિચારી અબળાઓના દુઃખને માટે તો શું? પણ તારી આ કીંમતી જીંદગી પાણીના પરપોટાની જેમ કેવી રીતે નિષ્ફળ ચાલી જાય છે? તેનો પણ કોઇ સમયે તેં વિચાર કર્યો હતો? શા માટે કરે? તારાપર કયાં મોતનો ડંકો વાગવાનો હતો? આવો સમય જો અગાઉ કોઇ વાર યાદ આવ્યો હોત—તો તું તારા પોતાના જીવનને પણ સુધારી શકત. બસ, હવે તારી આવરદાની લિમિટ પુરી થવા આવી છે અને એક મિમિટ પછી આ દેહનો સહવાસ સદાને માટે તને છોડવો પડશે.” આ પ્રમાણે જાણે પોતેજ પોતાને ઉદ્દેશીને બોધ આપવા તૈયાર થયો હોય—તેમ બન્યું. આ વખતે તે પોતાનું દુઃખ બધું ભુલી ગયો હતો. એ ગેબી બોધ તરફજ તેનું લક્ષ્ય હતું. તે પછી એક ક્ષણ પણ તેને એ બોધનું મનન કરવાને અવકાશ ન મળ્યો. માત્ર બીજે ક્ષણેજ તેનો આત્મા પોતાના પાપ સાથે પરલોકમાં ચાલ્યો ગયો.

તે પછી પાંચ વરસની સખ્ત કેદની સજા ભોગવીને ધમલો પોતાના બાપના અગર સસરાના ઘરે આવ્યો કે શરમાઇને કોઇ

બાવાઓની જમાતમાં ભળી ગયો—તે કશું સાંભળવામાં આવ્યું નહિ. પરંતુ બિચારી તેની કુલીન સ્ત્રીએ પોતાના બાપના ઘરે પોતાની દુઃખી જીંદગી જેમ તેમ પુરી કરી.

એક પાપાત્માને લીધે ઘરમાં કેટલાને સોસવું પડે છે? તેને માટે પણ આ દાખલોજ આપણને બોધ આપી શકશે.

## પ્રકરણ ૯ મું.

### સુમિત્રનો સદ્બોધ.

મિત્ર ત્રણ પ્રકારના કહ્યા છે—તેમાં એક જુહાર મિત્ર–કે જે રસ્તે ચાલતાં કયાં મળી જાય, તો સાહેબજી કરીને પરબારો ચાલતોજ થાય–એ મિત્ર માત્ર નામનોજ. બીજો સ્વાર્થી મિત્ર–કે જે પોતાનો સ્વાર્થ સધાય ત્યાંસુધીજ મિત્રાઇ ધરાવે, નહિ તો તે બોલવાની પણ તસ્દી ન લે. અને ત્રીજો ધર્મમિત્ર કે જે સુખ–દુઃખની વાત પુછીને પોતાથી બને તેટલો પોતાનો મિત્રધર્મ બજાવે—તેજ સાચો મિત્ર ગણાય છે.

આપણા કરમશીભાઇનો એક રવજીભાઇ કરીને બાળમિત્ર હતો. તે જો કે બીજા ગામનો હતો, છતાં બાળવયમાં તે એક વખત રામપુરમાં પોતાના મામાને ઘેર બાર મહિના રહ્યો હતો. તે વખતે નીશાળમાં આવતાં કરમશીભાઇની સાથે તેને મિત્રાઇ થઇ હતી. કરમશીભાઇએ તે વખતે ઘણીવાર તેને મીઠી સુખડીનો સ્વાદ પણ ચખાડયો હતો, તેથી તો વળી મિત્રાઇમાં પુરેપુરી જમાવટ થઇ હતી. રવજીભાઇએ પોતાનો અભ્યાસ ચાલુ

રાખીને સારી કેળવણી લીધી, એટલુંજ નહિ પણ તે એકાદ વખત કાશી તરફ જઇને સંસ્કૃતનો પણ સારો અભ્યાસ કરી આવ્યો હતો. વળી તેણે જૈનગ્રંથો પણ ઘણા જોયા હતા, જેથી તે માત્ર કચ્છી જૈન કોમમાં નહિ, પણ ગુજરાત અને કાઠીયાવાડની જૈન કોમમાં પણ તે એક સારો પંડિત ગણાતો હતો. વ્યાકરણ, ન્યાય, કાવ્ય અને પ્રાકૃત ભાષાને માટે પણ તેણે સારો પ્રયત્ન કર્યો હતો. વળી પોતાની સ્થિતિ સારી હોવાથી તેણે કોઇ વેપાર-ધંધાની ખટપટમાં ઉતરવાનું માંડી વાળ્યું હતું. ધંધાની ધમાલને લીધે કરમશીભાઇ તેને વરસે બે વરસે એકાદ વખત મળી શકતો. છતાં તેમની જુની મિત્રાઇ ચાલી આવતી હતી.

એક વખત કંઇ કામ પ્રસંગે રવજીભાઇને મુંબઇ આવવું પડયું. તે પહેલાં તેણે કરમશીભાઇને ખબર આપ્યા હતા, એટલે રવજીભાઇને ઉતરવાની સગવડ તેણે પોતાના ઘરેજ રખાવી. ચાર છ દિવસમાં કરમશીભાઇની વિચિત્ર પ્રવૃત્તિથી તે વાકેફ થઇ ગયો. સવારના સવાસાત વાગ્યાથી તે રાતના બાર વાગ્યા સુધીમાં તેને એક કલાક જમવાને માટે પણ ભાગ્યેજ મળતો, તેથી ઘણીવાર દિવસમાં એકાદ વખત તો તે નાસ્તાથીજ નિભાવી લેતો હતો. જેને ખાવાની પણ પુરસદ ન મળે, તેને દર્શન કે વ્યાખ્યાનની વાત તો કયાંથી સુજે? તેણે સમસ્ત જગતની લક્ષ્મી મેળવવાની જાણે એક ભયંકર પ્રતિજ્ઞા લીધી હોય—તેમ તે આંખો મીંચીને ધંધાની ધાંધલમાંજ લય-લીન બની ગયો હતો. રવજીભાઇને તેણે પોતાના ઘરે તો ઉતાર્યા, પણ તેની સાથે આનંદ

કે મિત્રાઇની બે વાતો કરવાની તેને એક ક્ષણ પણ ફુરસદ ન હતી. એટલે રવજીભાઇ પોતે તેની વખારપર આવતો, અને બે ઘડી બેસીને એક ધ્યાનથી કરમશીભાઇની કાવાદાવાની કુશળતા જોઇને ચાલ્યો જતો હતો. આ પ્રમાણે કરતાં તેને લગભગ આઠ દિવસ થવા આવ્યા, પણ કરમશીભાઇ પોતે ઘડીભર નિરાંતે બેસીને વાત કરે—એવી તો તેને સ્વપ્ને પણ આશા ન હતી. એટલે તેને ખાસ પ્રેરણાથી પોતાની પાસે બેસારીને બે હિતની વાત સંભળાવવાની તેની પુરેપુરી ઉમેદ હતી અને તે ઉમેદ પાર પાડયા વિના ત્યાંથી ન ખસવાનો તેણે પોતાના અંતઃકરણમાં એક દૃઢ નિશ્ચય કરી લીધો હતો.

એક દિવસે કોઈ નામીચા વેપારીના અચાનક અકુશળ સમાચાર ફરી વળ્યા અને જેને લીધે બંદરના તમામ વેપારીઓને પોતાનો બધો વેપાર બંધ રાખવો પડયો. આ સમય સાધીને રવજીભાઇએ તેને બે ઘડી નિરાંતે બેસવાનો આગ્રહ કર્યો; એટલે કરમશીભાઈને જરા શરમાઇને બેસવું પડયું.

રવજીભાઇ—" શેઠ ! આજકાલ તો આપ વેપારની બહુ ધમાલમાં પડયા છો. દુનીયાની તમામ લક્ષ્મી આવીને રખે આપને ભાવથી ભેટી ન પડે ? "

કરમશીભાઇ—" તેવી ઇચ્છા તો સહુ કોઇને હોય, પણ તેમ બને ત્યારે ને ? છતાં મહાભારત મહેનતથી બધું સાધ્ય થઇ શકે છે."

રવજીભાઇ—" શું ત્યારે રાતદિવસની પાકી સાઠ ઘડીમાં ભગ-

વાનના દર્શન કે ગુરૂ મહારાજનું વ્યાખ્યાન સાંભળવાની આપને કાચી બે ઘડીની પણ પુરસદ મળી શકતી નથી કે ?"

કરમશીભાઇ—( હસીને ) "રવજીભાઇ ! ઘડપણને ક્યાં આપણે ગિરવી મુકી આવ્યા છીએ ? કે અત્યારે ધમાલના વખતેજ વળી એ ઉપાધિને પણ માથે ઉપાડી લઇએ ? અત્યારે તો ખરો સમય સાધવાનો છે. ભગવાનની ભક્તિ અને ગુરૂનું વ્યાખ્યાન તો લાકડીના ટેકા વખતે પણ આપણે સાધી શકીશું. હાલ તો દમડી, દમડી ને દમડીનીજ વાત છે."

રવજીભાઇ—"વાહ શેઠ ! ત્યારે તો આપ જાતે યમરાજાના દરબારમાં જઇને અમુક વરસની આવરદાનું એગ્રીમેન્ટ લખાવીને રજીસ્ટર કરાવી આવ્યા હશો ? કારણ કે તે વિના આમ બહાદુરીથી કેમ બોલી શકાય ?"

કરમશીભાઇ—"એમાં શંકા કરવાની પણ શી જરૂર છે ? એ બધા પુણ્યના પુંછડા લક્ષ્મીની પાછળ ચોંટયાજ પડયા છે. એટલે જ્યાં લક્ષ્મી હોય—ત્યાં એ બધું સુખ હોવુંજ જોઇએ, એવો કુદરતી કાયદો છે. તો કુદરત પોતે પોતાના કાયદાપર શું પાણી ફેરવશે ?"

રવજીભાઇ—"ભગવાન આપને સો વરસ સુખી અને સહીસલામત રાખે, પણ કદાચ તેવા પાપના ઉદયથી આપની આ પુણ્ય—લીલાની લિમિટ ખતમ થાય-તો આપ લક્ષ્મી કે કુદરત ઉપર કંઇ ફરીયાદ માંડી શકો ખરી ? તેવા પુણ્ય-પાપના ઉદય-અસ્તના દાખલા દુનીયામાં ઘણા દેખાય છે."

કરમશીભાઇ—“ જે માણસ આળસુ હોય, અને જેના પ્રયત્નમાં પુરેપુરિ કચાશ હોય-ત્યાં તેવા દાખલા પણ બનતા હશે; પરંતુ અહીં તો યાહોમ કરીને આગળ પડનારા છીએ. અરે ! અમારા જેવા સતત પ્રયાસી માણસો તો લક્ષ્મી અને કુદરતને શોધ્યા પણ નહિ જડતા હોય. તમે વળી તેમાં પુણ્યનું પાખંડ ખોડીને ક્યાં બેઠા ? ”

રવજીભાઇ—“ એ તો બધું ઠીક, પણ શેઠજી, આ લક્ષ્મીને સંઘરી સંઘરીને આખિર આપને કરવું શું છે ? તેનો પણ કંઇ વિચાર તો કર્યોજ હશે ને ? જુઓ, અત્યારે તો આપને ખાવા પીવાની, પહેરવા-ઓઢવાની, બે ઘડી શાંતિમાં ગાળી કંઇ ધર્મ ધ્યાન અને પ્રભુભક્તિ કરવાની, કે પોતાના હાથે બે દમડી ખરચીને કંઇ દાન-પુણ્ય કરવાની તો ફુરસદ પણ મળતી નથી. અને તેમ કરવાને તમે ઇચ્છતા પણ નથી. તો શું આપ આ પૈસાનું પારસલ કરીને તે પરબારૂં સ્વર્ગમાં કુબેર ભંડારીને ત્યાં મોકલવા ધારો છો ? અગર કંઇ નવીન શોધ કરીને તેમાંથી બીજી કોઇ વિચિત્ર વસ્તુ બનાવવા માગો છો ? શેઠ, દુનીયામાં જે પુરૂષ લક્ષ્મીને છુટા હાથે દાનપુણ્યમાં વાપરે છે; તેજ પુરૂષ લક્ષ્મીને મેળવી અને સંઘરી શકે છે.”

કરમશીભાઇ—“ અરે રવજીભાઈ ! આ તો તમે પેલા સુધરેલા સાહેબની જેમ ગપાષ્ટકના ગોળા ઉડાડવા તૈયાર થયા. એવી એવી તો અક્કલની કેંક વાતોને હું ઉકાળીને અંતરમાં ઉતારી ગયો છું અને તે બરાબર હજમ પણ થઇ ગઇ છે; એટલે હવે અપચો થાય તેમ નથી. ‘ લક્ષ્મીને સંઘરીને કરશો શું ? ’ આ કેવો એક

બાળક જેવો વિચિત્ર સવાલ? લક્ષ્મી કંઈ ધુળ કે પાણીની પોટલી નથી. મુડદાલ માણસોને સજીવન બનાવવાની તે એક અજબ પ્રકારની જડીબુટ્ટી છે, બુઢ્ઢાઓને યુવાન બનાવવાની તે એક યાકુતિ છે અને રોગીઓને નિરોગી બનાવવાનું તે એક રસાયન છે. તમે પેલા સુધરેલા સાહેબના વિચારને મળતા રહ્યા, એટલે એની અંદરની ખુબી શું સમજી શકો? વળી ધર્મધ્યાન અને પ્રભુભક્તિ તો મારી બૈરી રોજ બે ઘડીને બદલે બે પહોર બરાબર કરી આવે છે. તેમાં મેં આઠ આના અને આઠ દોકડા મારો બેહો ભાગ રાખ્યો છે, એટલે એ તો આપણને કડાકુટજ ટળી ગઈ. વળી ખાવા-પીવા અને પહેરવા ઓઢવામાં અમે પેલા શોખીન અને સુધરેલા સાહેબોની હબસબમાં તો કયાંથી આવી શકીએ? અતિ ઉજળા અને ઉદ્ભટ વેશ માટે શ્રાવકના સાતમા વ્રતમાં મનાઈ કરવામાં આવેલ છે. આપણા બાપદાદા તે એવા કયા મલમલના વાઘા પહેરતા કે આપણે તેમની ચાલચાલને હડસેલી કહાડીએ? માટે મિત્ર! સાદાઇમાંજ સુખ અને શાંતિ છે.”

રવજીભાઇ—“કરમશીભાઇ! એવો તે કયો પોથીયો પંડિત તમને સ્વાર્થના શાસ્ત્રનું શિક્ષણ આપી ગયો છે? કે સ્વાર્થ વિના તમારી પાસે કંઇ વાતજ નથી. શેઠ! લક્ષ્મીને આમ સંઘરીને સાચવી રાખતાં એ સદાને માટે તમારી પાસેને પાસેજ રહેશે—એવું સ્વપ્ને પણ સમજતા નહિ. તે એક પ્રપંચી વેશ્યાની જેમ તમને દગો દઈ છેતરીને ચાલી જશે. એણે કેક ભલા ભલા ભૂપતિઓને પણ છેતરીને રડતા અને રખડતા બનાવી દીધા છે. માણસ પોતાના એક સ્વાર્થી સુખની ખાતર ભલે આશાની અગણિત ઇમા-

રતો બાંધે, પણ એક પુણ્યની દીવાલ તુટી પડતાં તે બધી ક્ષણવારમાં ખેદાન મેદાન થઇ જાય છે. જુઓ, એક કવિએ કહ્યું છે કે-

"અહનિશ ઉદય અવનીપરે રવિનો કદી રહેતો નથી,
નદીમાંહિ નીરતણો પ્રવાહ સદાય સમ વહેતો નથી;
દિન એક વાતો વિજયની બીજે દિવસ હદ હારની,
જોતાં જણાય અહો સખે! સઘળી ચટક દિન ચારની."

આ કંઇ પક્ષપાતથી લખવામાં નથી આવ્યું, પણ એવા બનાવ જગતમાં સહુ કોઇ બરાબર જોઇ શકે છે. વળી વીજળીના ચમકારા જેવા આ ક્ષણિક જીવનને માટે પણ તમે જે લાંબો વિશ્વાસ રાખી બેઠા છો, તેને માટે પણ એક ઠેકાણે કહ્યું છે કે:—

"કાચા સુતરને તાંતણે બાંધેલ આ જીંદગાની છે,
દરિયાતણા મોજા સમી આ જુઠી જાણ જુવાની છે;
અણધારી ઓ અજ્ઞાની! જો આ આંખ બંધ થવાની છે,
અંતરતણી સહુ આશ અંતરમાં સમાઇ જવાની છે."

દુનીયાનો આવો ભયંકર મામલો નજરે જોયા છતાં તમે આંખો મીંચીને અંધારામાં બેઠા છો, એ કેવી વિચિત્ર વાત? ભર્યા ભાણાપર બેસીને પણ જો તમે ભુખ્યાને ભુખ્યા ઉઠી જાઓ—તો તેમાં મૂર્ખાઇ કોની?

"લક્ષ્મી વધારી વિવિધ બાજી કપટ—પટુતા વાપરી,
ના વાપરી તે તો કદી કયાં દાન ભોગ મહીં જરી;
નિજ જ્ઞાતિને નિજ ધર્મ કાજે ધનિક ધનને વાપરો,
નહિ તો સમય જતાં થશે સંતાપ અંતરમાં ખરો."

જેઓ દુનીયામાં દાન—પુણ્ય કરીને નામના મેળવી ગયા છે, તેઓ પ્રભાતે સૂર્યની પહેલાં સજ્જનોના હૃદયમાં પ્રકાશે છે. અને જેઓ એક કાગડા કુતરાની જેમ માત્ર પોતાના ઉદરનીજ કાળજી રાખીને કઠોર થઇ બેસી રહે છે-તેઓ પોતાની જન્મ-ભૂમિ—માતાને પણ ખરેખર! એક ભારરૂપજ છે—

" નહીં લક્ષ્મીને વાપરી દેશ કાજે,
નહીં લક્ષ્મીને વાપરી જ્ઞાતિ કાજે;
નહીં લક્ષ્મીને વાપરી ધર્મ કાજે,
અહો ભ્રાત તુજ ભારથી માત લાજે. "

વળી દાનાદિક પરોપકારના ગુણથીજ માણસ અધિક અધિક શોભે છે—

**" श्रोत्रं श्रुतेनैव न कुंडलेन, दानेन पाणिर्नतु कंकणेन ।**
**विभाति कायः खलु सज्जनानां, परोपकारैर्न तु चंदनेन ॥ "**

એટલે—' સજ્જન પુરૂષો પોતાના કર્ણયુગલને કુંડલથી નહિ પણ શાસ્ત્રશ્રવણથી શોભાવે છે, પોતાના હસ્તને કંકણથી નહિ પણ દાનથી શોભાવે છે અને પોતાના શરીરને તેઓ ચંદનથી નહિ પણ પરોપકારથી શોભાવે છે.' અર્થાત્ શાસ્ત્રશ્રવણ દાન અને પરોપકાર વિના કર્ણ, હસ્ત અને શરીર શોભતા નથી. વળી શેઠ! એક શાહુકારની નાની વાત કહું-તે સાંભળો-

" એક શાહુકાર હતો, તે સ્વભાવે બહુજ લોભી હતો. પાંચ પઈસા ખરચાઇ જાય—એવા ભયથી તે તીર્થયાત્રા કરવા જતો નહી, શાસ્ત્રની વાતો તરફ તો તેને તિરસ્કારજ છુટતો હતો, કોઇ સાધુ મહાત્મા કયાં સામા મળી જાય-તો તે પોતાની આંખો

ચોળવા મંડી જતો, દાન આપવા જતાં તો તેના હાથને કંપારી આવતી, અન્યાયથી ધન વધારવાનો તેને બહુ શોખ હતો અને ગર્વથી તે પોતાના મસ્તકને તો હમેશાં કરારને કરારજ રાખતો હતો.

એક દિવસે પગે ચાલીને કંઇ કામ માટે તે એકલો બીજે ગામ જવા નીકળ્યો. દૈવયોગે રસ્તામાં અચાનક ઠેસ વાગવાથી જમીનપર પડી જતાં તે ત્યાંજ તરત મરણ પામ્યો. આ વખતે ભુખનો માર્યો એક શીયાળ ત્યાં આવી ચડયો. શેઠનું તાજું શબ જોઇને પોતાની અડધા દિવસની ભુખ ભાંગવાની ઇચ્છા થતાં તે શબ પાસે આવીને 'પહેલાં કઈ બાજુથી ખાવાનું શરૂ કરૂં' એવા વિચારમાંને વિચારમાં તેણે ;એક કાચી ઘડી તો પસાર પણ કરી દીધી. પરંતુ હવે તેનાથી એક મિનિટ કે સેકન્ડ પણ રહેવાય તેમ ન હતું. એટલે પગવતી તેણે તેનો એક હાથ પોતાના તરફ ખેંચી લીધો. અને કંઇક નમુનો લેવા જતો હતો, એવામાં એજ શેઠનો એક જાણીતો પુરૂષ અચાનક તે રસ્તેથી નીકળ્યો. શેઠની મરણાવસ્થાનું તાજું શબ અને તેનું ભક્ષણ કરવાની શિયાળની તૈયારી જોઇને તેને બોધ આપવા તે આ નીચેનો શ્લોક બોલ્યોઃ—

" हस्तौ दानविवर्जितौ श्रुतिपगौ सिद्धांतविद्रोहिणौ,
नेत्रे साधुविलोकनेन रहिते पादौ न तीर्थं गतौ;
अन्यायार्जितवित्तपूर्णमुदरं गर्वेण तुंगं शिरः,
रे रे जंबुक मुंच मुंच सहसा नीचस्य निंद्यं वपुः" ॥

એટલે—' અરે શિયાળ ! આ નીચ પુરૂષના શરીરનો એવો

તે કયો ભાગ તને સારો લાગે છે કે જેનું ભક્ષણ કરવાને તું આમ તલપાપડ થઇ રહ્યો છે ? જો, એણે પોતાના હાથથી દીન જનોને દાન કદી દીધું નથી, શ્રવણથી કોઈવાર શાસ્ત્રની વાત સાંભળી નથી, એણે નેત્રથી કદી કોઇ સાધુ મહાત્માના દર્શન કર્યા નથી, પગથી કોઇવાર તીર્થની પવિત્ર ભૂમિનો સ્પર્શ કર્યો નથી, એનું ઉદર અન્યાયથી ઉપાર્જન કરેલ દ્રવ્યના પરમાણુઓથી વ્યાપ્ત છે અને એના શિરમાં તો અભિમાનનો એક ઝેરી કીડો ભરાઇ ગયો છે—એટલે તે સદા ઉંચું ને ઉંચુંજ રહે છે. માટે હે શિયાળ! એના આ નિંદનીય શરીરથી તું સત્વર દૂર થઇ જા.' આટલું બોલીને તે મુસાફર ચાલતો થયો. ખરેખર! તેના યથાર્થ બોલથી પેલા શિયાળને પણ એવી તો અસર થઇ કે તે એ શેઠના શબનો ફરીથી સ્પર્શ કર્યા વિના ત્યાંથી ચાલ્યો ગયો." કહો શેઠ! એનું પોતાનું ધન પણ એને શું કામ આવ્યું? એટલુંજ નહિ પણ જીવ વિનાનું એનું શબ પણ કેટલું બધું નિંદાપાત્ર થઇ પડયું? શેઠજી! એક કવિએ તો વળી એટલે સુધી કહ્યું છે કે—

"માખીએ મધપુડું કીધું, ન ખાધું ન ખાવા દીધું,
લુંટનારે લુંટી લીધું રે............પામર પ્રાણી.
તારે હાથે વપરાશે, તેટલુંજ તારૂં થાશે;
બીજું તો બીજાને જાશે રે......પામર પ્રાણી.
હજી હાથમાં છે બાજી, કર તું પ્રભુને રાજી;
મુડી તારી થાશે તાજી રે.........પામર પ્રાણી.
હાથમાંથી બાજી જાશે, પછીથી પસ્તાવો થાશે;
કશું ના કરી શકાશે રે.........પામર પ્રાણી.

મુખથી ન મીઠું બોલ્યો, દાનથી ન હાથ બોલ્યો;
દોલત દેખીને ડોલ્યોરે.........પામર પ્રાણી."

શેઠ! આવા આવા દાખલા તો આપણા શાસ્ત્રમાં ઘણા પડયા છે, પણ તે બધા સમજે તેના કામના છે."

કરમશીભાઇ—"રવજીભાઇ! આ તમારૂં લાંબું લાંબું લેકચર સાંભળતાં મને તો હવે કંટાળો આવે છે. એકને એકજ વાતને ચોળી ચોળીને તમે ચીકણી કર્યા કરો છો. આપણા સાધુઓ પણ ઘણાખરા હમણા પોતાના વ્યાખ્યાનમાં એવી એવી આડી અવળી વાતો બહુ ચલાવે છે, તેથી મેં તો વ્યાખ્યાન સાંભળવાનું પણ માંડી વાળ્યું છે. કોઇ રાજા-રાણીની, રામ-રાવણની, અથવા સીતા, દમયંતી કે દ્રૌપદી જેવી કોઇ સતીની વાત ચલાવી હોત, તો કાન પણ પવિત્ર થાત. અગર તો રાજા ભોજ અને કવિ કાલિદાસની કે બાદશાહ અને બીરબલની એકાદ અક્કલની વાત ઉપાડી હોત, તો પણ ઘડીભર ગમ્મતમાં વખત જાત. પરંતુ આ તો તમે પેલા સુધરેલા સાહેબનું સ્વતંત્ર શાસ્ત્ર ઉઘાડયું. એમાં સૂત્ર કે સિદ્ધાંતની વાત પણ કયાંથી હોય? ફરી ફરીને તમે તો એકજ વાતને કુટયા કરો છો કે—'તમે શ્રીમંત છો, માટે તમારા નગદ નાણાની થેલી આ ખલકની ખાતર ખાલી કરીને લુંટાવી દો.' આનો અર્થ તો એવો થયો કે—'તમારી સુખ—સંપત્તિ આ સચરાચર વસુધાને સમર્પણ કરીને તમે વનવગડામાં ચાલ્યા જાઓ.' રવજીભાઇ! આ તો આપણે દોસ્ત રહ્યા, એટલે બધું ઠીક, પણ કોઇ ગરમ શ્રીમંતને આવી સુધરેલી વાત સંભળાવશો, તો તેનો જવાબ પણ તમને બિનવાયદે રોકડોજ મળશે. સમજ્યા પ્રાણ મહેરબાન?"

# પ્રકરણ ૧૦ મું.

---

## સુમિત્રનો સદ્બોધ—ચાલુ.

રવજીભાઇ:—"શેઠ! તમારા મગજમાં પેલા વિભંગજ્ઞાની દેવોના વિચારો ઓતપ્રોત થઇને ભરેલા છે. એટલે આવી સીધી, સરળ અને સોનેરી વાતોની ખુબી તમારા ખ્યાલમાં કયાંથી ઉતરે? મુરબ્બી શેઠ! હજી પણ તમે સાનમાં સમજી જાઓ. આ સાચો સોનેરી વખત તમને મળ્યો છે, તેનો લાભ લઇ લેવામાંજ તમારી સંપત્તિની સાર્થકતા છે. ગયો વખત પાછો મળતો નથી. આવતી કાલપર મુલતવી રાખવામાં આવેલ કામ પાર પડશે કે નહિ, તેની શી ખાત્રી? જુઓ, એ સંબંધમાં આપને એક ધર્મરાજની વાત કહું, તે સાંભળો:–

"ધર્મરાજ—યુધિષ્ઠિરે પોતાના નોબતખાનામાં એક મોટી ભંભા (એક પ્રકારની નોબત) રખાવી હતી. જ્યારે કોઇ મોટી જીત કે ખુશાલીનો પ્રસંગ આવતો, ત્યારેજ તે વગાડવામાં આવતી હતી. સામાન્ય ઉત્સવમાં તેનો ઉપયોગ કરવામાં આવતો ન હતો.

એક દિવસે કોઇ બ્રાહ્મણ ધર્મરાજ પાસે ભિક્ષા માગવા આવ્યો. 'કોઇ પણ ભિક્ષુક કે બ્રાહ્મણને કંઇ પણ દાન આપ્યા વિના તેને જતો ન કરવો' એવો તેણે રિવાજ રાખેલ હતો. પણ આ વખતે તે કંઇ અગત્યના કામમાં ગુંથાએલ હોવાથી તેણે બ્રાહ્મણને કહી દીધું કે–' મહારાજ! કાલે આવજો. અત્યારે હું કામમાં ગુંથા

ચેલો છું.' આ બોલ સાંભળીને પેલા વિપ્રને પણ વિચાર થઇ પડયો કે—' યુધિષ્ઠિર, હજાર કામ પડતા મુકીને પણ આંગણે આવનાર ભિક્ષુકને તે કદી વાયદો આપીને નિરાશ કરતો નથી. અને આજ મારા દુર્ભાગ્યે આવતી કાલનો વાયદો કરવાનું તેને કેમ સુજ્યું ? અહા ! દૈવની ગતિ કેવી વિચિત્ર છે ? આવા મહાપુરૂષોને પણ કોઇ કોઇવાર કાલનો સત્કાર કરવો પડે છે.' એમ આશ્ચર્યચકિત થઇને તે તરત ત્યાંથી પાછો ચાલી નીકળ્યો. બ્રાહ્મણ ધર્મરાજ પાસે ગયો, તે વખતે ભીમ રાજભુવનની બહાર ઓટલાપર બેઠો હતો. વિપ્રને તરત પાછો વળતો જોઇને તેણે પોતાની પાસે બોલાવ્યો. આ વખતે વિપ્રનું નિરાશ મુખ જોઇનેજ તે સમજી ગયો કે-' ભિક્ષા ન મળવાથી એને નિરાશ થઇને પાછું ફરવું પડયું છે. ધર્મરાજ દરબારમાં હાજર છતાં વિપ્રને ભિક્ષાથી નિરાશ થવું પડયું—એ પણ એક વિચિત્રજ વાત છે. દાનના પ્રસંગે યુધિષ્ઠિર નકાર બોલતાં શીખ્યાજ નથી. છતાં આજે આ શું આશ્ચર્ય ?' એમ મનમાં વિચારના તરંગ આવતાં ખરી હકીકત જાણવાને તેણે પેલા બ્રાહ્મણને કહ્યું કેઃ-' કેમ ભૂદેવ ! છો તો આનંદમાં ને ?'

વિપ્રઃ--' ભાઇ ! આનંદ તો વચમાં કાલ આવીને હરી ગયો. હવે તો આનંદ કાલના કબ્જામાં છે.'

ભીમઃ—' શું આપને આજ ભિક્ષા ન મળી ?'

વિપ્રઃ—' આપના વડીલ બંધુ ધર્મરાજે ભિક્ષાને માટે આવતી કાલનો વાયદો કર્યો છે, એટલે અમારો આનંદ તો પેલા કમબખ્ત કાલનાજ કબ્જામાં ને ?'

ભીમઃ—' ધર્મરાજ કાલનો વિશ્વાસ કદી કરતાજ નથી, છતાં આજે તમને દાનને માટે કાલનો વાયદો આપ્યો, એ પણ એક ચમત્કારનીજ વાત છે. ઠીક છે, આપ અહીં બેસો. હું એ બાબતનો પુરતો ખુલાસો મેળવીને આપને તેવો જવાબ આપું છું.' એમ કહીને ભીમ પરબારો નોબતખાનામાં આવ્યો. ત્યાં પેલી જીતભંભાને તેણે એવી તો જોરથી વગાડી કે તેનો અવાજ દરબારગઢમાં તો શું? પણ અડધા શહેરમાં પણ ફરી વળ્યો. એ ભંભાનો અવાજ વિચિત્ર હતો. એટલે તે સાંભળતાં સહુ કોઇ ચમકી ગયા. તેમાં પણ ધર્મરાજના આશ્ચર્યનો તો પાર ન રહ્યો. તે વિચિત્ર વિચારમાં પડી ગયો કે—' અચાનક આ ભંભાનો અવાજ કેવો? એવા તે શું જીત કે ખુશાલીના ખબર મળ્યા કે જેથી અચાનક આ ભંભા વગાડવામાં આવી? અને તે પણ મારી પરવાનગી વિના? તેવી જીત કે ખુશાલી કંઇ સાંભળવામાં આવી નથી, છતાં આ ભંભા વગાડીને મારી આજ્ઞાનું કોણે અપમાન કર્યું?' આ પ્રમાણે ધર્મરાજ વિચાર કરતો હતો, એવામાં ભીમ એકદમ ત્યાં દોડતો દોડતો આવીને કહેવા લાગ્યો કે—' મહારાજ! જીત મોટી જીત!'

ધર્મરાજઃ—' ભીમ! શાની જીત?'

ભીમઃ—' કાલની.'

ધર્મરાજઃ—' કોણે જીત મેળવી?'

ભીમઃ—' આપશ્રીએ પોતે.'

ધર્મરાજઃ—' અરે હું કાલને જીત્યો? કોણ કહે છે કે—' હું કાલને જીત્યો.' અને તે શી રીતે? ભીમ! આ તારા ભેદી બોલમાં

હું કાંઇ સમજી શકતો નથી. દુનીયામાં કાલને કોઇ જીત્યો નથી, અને જીતવાનો પણ નથી. શું આ તું મારી મશ્કરી કરવા બેઠો છે? આમાં તું કહેવા શું માગે છે, તે મારાથી તો કાંઇ સમજી શકાતું નથી. આવી ચટપટી ભાષાને અલગ મુકીને ખરી હકીકત શું છે, તે ઝટ કહી બતાવ ને?'

ભીમઃ—' મહારાજ! સાચી વાત તો એ છે કે—' આપણા આંગણેથી કોઇ પણ ભિક્ષુક કે બ્રાહ્મણ દાન લીધા વિના પાછો ન જાય ' એ તો જાણે ખાસ તમે એક કાયદો જાહેર કર્યો છે. અને તે આજ દિનસુધી તો બરાબર નિયમિત પળાતો પણ આવે છે. પરંતુ આજે દાન લેવા આવેલ પેલા વિપ્રને આપે કાલનો વાયદો કર્યો, તેથી મને પુરેપુરી ખાત્રી થઇ ગઇ કે—આપ હવે કાલને પણ જીત્યા છો ખરા. કારણ કે તે વિના આપ કાલનો વાયદો કરી શકો ખરા? જગતમાં રાજ રાજેંદ્ર, દેવ દેવેંદ્ર કે મુનિ મુનીંદ્ર કોઇ પણ કાલને જીતી શકયા નથી, એ વાત તો જાણે સાચે સાચીજ છે. છતાં આવા દુર્જય કાલની પણ તમે જીત મેળવી—એના જેવી બીજી ખુશાલી કઇ હોઇ શકે? એ મોટી જીતની ખાતરજ મેં આજે ભંભાને પાંચ પચીશ ઘા વધારે મારીને બરાબર જાહેરાત કરી છે.'

ભીમની આ ભેદભરેલી વાત સાંભળીને ધર્મરાજ જરા શરમાઇ ગયો. ભીમને શું જવાબ આપવો, એ પણ તેને સુજ ન પડી. પેલા બ્રાહ્મણને દાન આપ્યા વિના કાલનો વાયદો કરીને પાછો કહાડયો હતો, એ બીના હજી તાજીજ બની હતી. પૂર્વે દાનની બાબતમાં કોઇવાર પણ તેણે નકાર કે વાયદો વાપર્યો

ન હતો. તેથી આજની વાયદાની વાત હવે તેને પોતાને પણ જરા શરમ ભરેલી અને ભયંકર ભાસવા લાગી. છેવટે તે પોતાની મૂર્ખાઇ કબૂલ કરીને બોલ્યો કે—'ભીમ! આજે દાનની બાબતમાં ન ઇચ્છવા જોગ મારી ગંભીર ગફલત થઇ છે. નહિ તો દાનના પ્રસંગે હું પચાશ કામ પડતા મુકીને પણ તે કામ પહેલાં કરૂં. છતાં પુણ્યનું કામ મેં કાલપર મુલતવી રાખ્યું, એ પેલા ક્રૂર કાલેજ મને ભેળી ગફલત કરાવી છે, એમ કહીએ તો ચાલે. પણ ભીમ! આ વખતે તેં આવીને મને જે એક યથાર્થ અર્થસૂચક બોધ આપ્યો છે, તે સદાને માટે મારા અંતઃકરણના દરેક પ્રદેશમાં કોતરાઇને યાદ રહી જશે. આ પ્રસંગ માટે હું તારો જેટલો ઉપકાર માનું, તેટલો ઓછો છે. હવે પેલા બ્રાહ્મણને અત્યારેજ બોલાવી લ્યો, કે જેથી તેને દાન આપીને હું મારા મનને સંતુષ્ટ કરૂં.' ધર્મરાજના મુખમાંથી આ છેલ્લો બોલ નીકળતાંજ ભીમ તરત તે બ્રાહ્મણને બોલાવી આવ્યો. એટલે ધર્મરાજે પોતાની બેદરકારી માટે તેની પાસે ક્ષમા યાચીને તેને મનમાનતું દાન આપી વિદાય કર્યો.

જુઓ, શેઠ! આવા ધર્મરાજ જેવા સમર્થ પુરૂષોને પણ કાલનો વિશ્વાસ ન હતો; તો પછી આપણા જેવા સામાન્ય પુરૂષો શા હીસાબમાં? એક પુણ્યના સારા કામને મુલતવી રાખવા જતાં ધર્મરાજ જેવા પ્રવીણ પુરૂષને પણ પસ્તાવું પડ્યું, તો આજકાલ આપણા જેવાનું તે શું ગજું? એક હીંદી કવિએ કહ્યું છે કે—'ભલા કર ભલા હોગા' એટલે બીજાનું સારૂં કરવાથીજ આપણું સારૂં થાય છે. પોતે ઝેરી બીજ વાવીને કોઇ મધુર ફળ મેળવી શકતું નથી, પણ અમૃત-બીજ વાવવાથીજ મીઠા ફળ

મળી શકે છે. ધતુરો વાવીને કલ્પવૃક્ષ કોણ પામી શક્યું છે? દાન–એ એક જાતનું કલ્પવૃક્ષ છે, અને એનાથી મનુષ્ય પોતાને મન ગમતા મીઠા ફળ મેળવી શકે છે. લક્ષ્મી, દાન કે ભોગમાં વપરાય, તોજ તેની સાર્થકતા છે. તેમાં પણ 'એકગણું દાન અને સહસ્ર (હજાર) ગણું પુણ્ય' એ કહેવત પ્રમાણે દાન કરવામાંજ લક્ષ્મીની સંપૂર્ણ સાર્થકતા છે.

એક વખત ભોજરાજાએ એક મોટી સભા ભરી તેમાં ઘણા પંડિતોને તેણે ખાસ આમંત્રણ કરીને બોલાવ્યા. સભા ભરવાનો હેતુ અગાઉથી કોઇને જાહેર કરવામાં આવેલ ન હતો. તે વખતે એક પ્રખ્યાત ગવૈયાને પણ આમંત્રણથી બોલાવવામાં આવ્યો હતો. શરૂઆતમાં મંગળની ખાતર ગવૈયાએ તાલસુરથી સંગીતની શરૂઆત કરી. એમ કરતાં સંગીતનો ઠાઠ જ્યારે બરાબર જામ્યો, તે વખતે રાજાએ અચાનક સંગીતને અધવચ બંધ રખાવી હાજર રહેલા બધા પંડિતોને સંબોધીને કહ્યું કેઃ—

"કલ્પના–સૃષ્ટિની મુસાફરી કરીને પાર ઉતરેલા પ્રખર પંડિતો! અદ્‌ભુત સંગીતના આનંદનો અધવચ ભંગ કરીનેજ આ સભા ભરવાનો હેતુ તમને જણાવવાનો છે. તે એજ કે— 'સંગીતના આનંદમાં અહ્નદ વધારો કરનાર આ મૃદંગ (તબલા) પોતાના અવ્યકત અવાજથી આપણને શું બોધ આપે છે, તેનો અત્યારેજ આ સભા સમક્ષ કોઇ કલ્પના–પારંગત પંડિત જવાબ આપી શકશે? તેમાં જે પંડિત મારા મનને ગમતો ખુલાસો આપશે, તેને એક લાખ સોના મ્હોર બક્ષીશ આપવામાં આવશે, આ વિચિત્ર પ્રશ્ન સાંભળીને અન્ય સમાજનો તો આશ્ચર્યચકિત

થઇ ગયા, પરંતુ તે વખતે મોટા મોટા પંડિતો પણ ચકિત થઈને વિચારમાં પડી ગયા. સહુ કોઇ એક બીજાના મુખ સામે જોઇ રહ્યા. આ વખતે કેટલાક પ્રૌઢ પંડિતો પોત પોતાની કલ્પના પ્રમાણે એ વિચિત્ર પ્રશ્નનો જવાબ તો બોલી ગયા, પણ તેથી રાજાજી કંઇ પ્રસન્ન ન થયા. એટલે સભાસદોને લાગ્યું કે-'આમાં લક્ષ સુવર્ણ મ્હોર બક્ષીશ લે, એવો કોઇ ભાગ્યશાળી ભાસતો નથી.' વળી રાજાને પણ લગભગ નિરાશ થવાનો વખત આવ્યો. એવામાં એક વયોવૃદ્ધ અને કલ્પનાકુશળ પંડિત, કે જે રાજાના સ્વભાવનો સારી રીતે પરિચિત હતો. તે આગળ આવીને સભ્યતાથી બોલ્યો કે—'રાજન્! આપના ગૂઢ પ્રશ્નનો ખુલાસો મારી જીર્ણ કલ્પના પ્રમાણે એવો થાય છે કે—'तन्नतं यन्न दीयते' એટલે 'જે લક્ષ્મી દાન કરવાના ઉપયોગમાં આવતી નથી, તે વૃથા-નકામીજ છે. અર્થાત્ જે દ્રવ્ય દાનમાં વપરાય છે, તેજ એક રીતે જમા થાય છે.' ભોજરાજા પોતે દાનને બહુજ માન આપતો હતો, એટલે આ ઉપરના જવાબથી તે બહુજ સંતુષ્ટ થયો, અને તેની સાથે સભાજનો પણ બધા આનંદ પામ્યા. આ વખતે રાજાએ જાતે દાનને માટે બહુજ પ્રશંસા કરી, અને તે પ્રજાજનોએ એકમતે બહુજ હર્ષપૂર્વક વધાવી લીધી. છેવટે સમસ્યા પૂરનાર પંડિતને એક લક્ષ સોના મ્હોર બક્ષીશ આપવામાં આવી અને સભા બરખાસ્ત થઇ.

શેઠ! ભોજરાજા જેવા ભાગ્યશાળી ભૂપાલ પણ દાનની માત્ર પ્રશંસા કરી ગયા છે, એટલુંજ નહિ પણ તેવા નિઃસ્વાર્થી દાનથી પોતાની કીર્ત્તિને પણ તે યાવચ્ચંદ્રદિવાકરૌ અચલ કરતા ગયા છે. વળી જુઓ, ધર્મના દાન, શીલ, તપ અને ભાવ-એ ચાર પ્રકારમાં પણ

દાનને પ્રથમ ગણુવામાં આવેલ છે. તેમાં હેતુ એવો સમાયેલો છે કે- દાન શિવાયના ત્રણુ પ્રકાર માત્ર પોતાના આત્માને માટેજ સુખરૂપ નીવડે છે; પરંતુ દાન તો પોતાને તેમજ લેનારને પણુ સુખરૂપ થઇ શકે છે. એટલે દાતા અને દાન લેનાર—એ બંનેને તે આનંદ-કારી છે. એક અસમર્થ કે દીન હોય તેજ દાન લેવાની ઉમેદ કરે, અને તેને જ્યારે દાતા તરફથી કોઇપણુ પ્રકારની થોડી ઘણી મદદ મળે, ત્યારે તેના આત્માને કેટલો બધો આનંદ અને સંતોષ થતો હશે, તે તો તે પોતેજ સમજી શકે. આપણુને એ કલ્પ-નાનો ખ્યાલ આવવો પણુ મુશ્કેલ છે. દુનીયામાં પૂર્વે કુબેર જેવા હજારો અને લાખો શ્રીમંત થઇ ગયા છે, પણુ દાનથી જેમણે પોતાની ઉદારતા સિદ્ધ કરી બતાવી છે; તેમનાજ માત્ર ગણ્યા ગાંઠયા નામ આજે પ્રાતઃસ્મરણીય થઈ પડયા છે. તેમના દાનનો દાખલો લઇને અત્યારે પણુ કૈંક ભાગ્યવંત પુરૂષો દાનથી પોતાની લક્ષ્મીને સાર્થક કરે છે. અને મમ્મણુ શેઠ જેવા કૃપણુશિરોમણિનું નામ લેતાં કે સાંભળતાં પણુ આપણુ બધાને અપશુકનના ભયની મોટી શંકા થઈ પડે છે. એક કવિએ લક્ષ્મીની ત્રણુ ગતિ બતાવી છે:—

" दानं भोगो नाश-स्तिस्रो गतयो भवंति वित्तस्य,
यो न ददाति न भुंक्ते तस्य तृतीया गतिर्भवति " ॥

એટલે 'ધનની દાન, ભોગ અને નાશ-એ ત્રણુ ગતિ હોઇ શકે. તેમાં જે ધનિક પોતાના ધનને દાન કે ભોગના ઉપયોગમાં લઇ શકતો નથી, તેના ધનની છેવટે ત્રીજી ગતિ એટલે નાશજ થાય છે.' માટે શેઠ! ધનને માત્ર ભેગું કરીને સંઘરી રાખવામાં

સુખ નથી, પણ તેને સારે માર્ગે વાપરવાથી સુખ–શાંતિ પ્રાપ્ત થાય છે, અને સાંસારિક સુખસાધનોમાં ઉપયોગ કરવાથી તેની સાર્થકતા છે.”

કરમશીભાઇઃ—“રવજીભાઇ! પૈસો–એ માણસનું અગીઆરમું પ્રાણ છે, અને તે દશ પ્રાણ કરતાં પણ સહુને વધારામાં વધારે પ્રિય લાગે છે. એની ખાતર માણસો પોતાના દશ પ્રાણની પણ દરકાર કરતાં નથી. તો પછી તેઓ પોતાના ધર્મની કે દાનપુણ્યની દરકાર શા માટે કરે? જે પૈસો મેળવવા જતાં માણસને આટલી બધી મહાભારત તકલીફ ઉઠાવવી પડે છે, તે પૈસાપરથી સ્હેજમાં માણસનો મોહ ઉતરી જાય ખરો કે? જો કુદરતે એનામાં આવી મનમોહક અને આકર્ષણ–શક્તિ છુપાવી રાખી ન હોત, તો આજે દુનીયામાં એની દરકાર પણ કોણ કરત? આવી મોટી મોટી વાતો કરતાં તો જેમ તમને આવડે છે, તેમ મને પણ ઘણી આવડે છે, પરંતુ માયાનો મોહ છોડવો–એ કાંઇ સ્હેલી વાત નથી. રવજીભાઇ! બીજા લોકો તો ગમે તેમ માનતા હોય, પણ મેં તો એટલે સુધી નિશ્ચય કરી લીધો છે કેઃ—

“ આ જગમાં પૈસા સમ ઉત્તમ નથી અવર વસ્તુ ભાઇ,
પૈસો મારો પરમેશ્વર ને પૈસાથી સરવે કાંઇ;
મહેલ બગીચા આવાસ સુંદર રત્નમણિના રહેઠાણો,
રાચરચીલા રંગસંગ સુખ પૈસાથી સહુ કો જાણો.”

એટલે આ નિશ્ચયપરથી હાલ તુરતમાં મારૂં મન ડરીને ડગમગી જાય—એમ તો છેજ નહિ. બાકી તમારે હજી પણ ખારા મીઠા બે ચાર બોલ સંભળાવવા હોય, તો ભલે સુખેથી સંભળાવી

ઘો. તમારા મને મીઠો છતાં મને અણગમતો આવો ઉપદેશ સંભળાવવાનો શુભ અવસર તમને કાંઇ વારે વારે મળવાનો નથી. આપણી તો સો વાતની એકજ વાત છે કે—'પૈસા જેવી મીઠી ચીજ—એ કોઇને મુફત આપી દેતાં આપણને આવડતું નથી.' એમ મુફત આપવા માંડીએ, તો લાખો નાણા તો શું પણ કરોડો નાણા પણ એક કાચી અડધી ઘડીમાં ખરચાઇને ખતમ થઇ જાય."

રવજીભાઇ:—"શેઠ! તમારી પાસે લક્ષ્મીજ કોઇ એવા પ્રકારની એકઠી થઇ છે કે જેનો સ્પર્શ અને ઉપભોગ કરવાથી તમારૂં મન એક લોખંડ જેવું કઠણ બની ગયું છે. એટલે હવે તેને પીગળાવવાનો પ્રયત્ન કરવો તે ઘણે ભાગે વૃથાજ છે. અનીતિથી કાવાદાવા કરતાં મેળવેલ માયાના મીક્ષ્ચરથી મનની કૃપણતા આટલી હદસુધી વધી ગઇ હોય, તો તેમાં કાંઇ નવાઈ જેવું નથી. કારણ કે તેવા ઘણા દાખલા દુનીયામાં મળી શકે તેમ છે. ઉદરમાં ગયેલ અનીતિના એક દાણાને માટે પણ માઠી અસર થવાના ભયથી કેક ન્યાયવંત સજ્જનોને જુલાબ લેવા પડયા છે. એ સંબંધમાં આપણા ધર્મકથાનુયોગમાં કહેવામાં આવેલ પુણીયા શ્રાવકની વાત, આપણને પૂરેપુરી સાબીતી કરી આપે તેમ છે. માર્ગાનુસારીપણાના પાંત્રીશ ગુણોમાં પણ 'ન્યાયોપાર્જિત દ્રવ્ય એટલે 'નીતિથી પૈસો કમાવવો'-એ ગુણને બધા ગુણો કરતાં પ્રથમ દરજ્જે ગણી બતાવેલ છે. નીતિ અને અનીતિથી ઉપાર્જન કરેલ પૈસામાં અમૃત અને ઝેર જેટલો મોટો તફાવત જોવામાં આવે છે. નીતિના પૈસાથી માણસની મતિ મલીન હોય, તોપણ તે સુધરીને શ્રેષ્ટ બની જાય છે અને અનીતિનો પૈસો સારી અને

સરલ મતિને પણ ભમાવી ભમાવીને મલીન બનાવી દે છે. અનીતિના પૈસાનો આહાર, સાધુઓને પણ પ્રમાદી અને લાલચુ બનાવી મુકે-તેમાં નવાઇ જેવું કાંઇ નથી. આજકાલ સાધુઓને આપણે પ્રમાદી કહીને દોષિત ઠરાવીએ છીએ, પણ તેઓ આહાર તો આપણાજ ઘરનો લઇને વાપરે છે ને ? એટલે પછી આહાર તેવા ઓડકાર તો હોવાજ જોઇએ. જ્યાંસુધી આપણી પોતાનીજ ન્યાય-નીતિ સુધરી નથી, તો સાધુઓને દોષ દેવાથી શું ? જે પુરૂષો પોતાની ન્યાયવૃત્તિને નિશાન બનાવીને પોતાનો ગૃહ-વ્યવહાર ચલાવતા આવે છે, તેવા સજ્જન મનુષ્યો ગમે તેવા સંકટ-સમયે પણ પોતાની પ્રાણપ્રિય નીતિને લેશ પણ લાંછન લાગવા દેવા નથી. એજ મતલબનો એક એવો સંસ્કૃત શ્લોક છે કે—

"निंदंतु कार्यनिपुणा यदिवा स्तुवंतु,
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम्;
अद्यैव वा मरणमस्तु युगांतरे वा,
न्यायात्पथः प्रविचलंति पदं न धीराः" ॥

એટલે—'કાર્યકુશળ પુરૂષો ભલે નિંદા કરે કે સ્તુતિ કરે, લક્ષ્મી આવે યા યથેચ્છાએ ચાલી જાય, મરણ કદાચ આજ થાય કે યુગાંતરે એટલે હજારો વરસ પછી થાય, પરંતુ ધીર પુરૂષો પોતાના ન્યાય-માર્ગથી એક પગલું પણ ચલાયમાન થતા નથી.' અર્થાત્ નિંદા થાય, દરિદ્રતા કે મરણ જેવો વિકટ પ્રસંગ પોતાની ઉપર આવી પડે, તોપણ તેઓ પોતાની ન્યાયી ટેકને કદાપિ મુકતા નથી. શ્રાવકપણાના બાર વ્રત તો દૂર રહ્યા, પણ માર્ગાનુસારીપણાના પાંત્રીશ ગુણો કે જેમાં ન્યાયવૃત્તિને પ્રથમ ગુણ

કહેવામાં આવેલ છે; તેમાં પણ મુખ્ય હેતુ એવો છે કે-' નીતિ-એ બધા ગુણ અને ધર્મનો મૂલ પાયો છે.' તો તેની મજબુતાઇ વિના ગુણ કે ધર્મ ટકીજ શી રીતે શકે? જ્યાંસુધી એ ન્યાય-વૃત્તિ—ગુણ આપણા અંતરમાં કે આચારમાં આવે નહિ, ત્યાં-સુધી શ્રાવકધર્મની યોગ્યતા તો સંભવેજ કયાંથી? નીતિ અને અનીતિના પૈસામાં સારી કે માઠી અસર થવાની કેવી ગુપ્ત શક્તિ રહેલી છે, તેને માટે એક એવો દાખલો છે કે જે સાંભળવાથી તમને તેનો બરાબર સચોટ ખ્યાલ આવી શકશે. માટે તે પણ એકવખત ધ્યાનપૂર્વક સાંભળી લ્યો:—

એક રાજાને નીતિ અને અનીતિના પૈસા બદલ કોઇ મહા-ત્મા સાથે વાદવિવાદ થયો, તેમાં રાજાની માન્યતા એવી હતી કે ' નીતિ કે અનીતિના પૈસામાં એવી તે કઇ ચીકાશ ચોંટી જાય છે કે જે મનુષ્યની ગમે તેવી મનોવૃત્તિને પણ ફેરવી નાખે?' અને મહાત્માનું માનવું તે કરતાં બિલકુલ ઉલટાજ પ્રકારનું હતું. તકરાર કરતાં કરતાં છેવટે રાજા એવા ઠરાવપર આવ્યો કે— ' યોગિરાજ! જો આ વાત તમે મને સાક્ષાત્ સાબીત કરી બતાવો, તોજ મારા માનવામાં આવે તેમ છે. તે શિવાય માત્ર યુક્તિ-ઓની લડતથી મનનું કાંઇ પણ સમાધાન થઇ શકવાનું નથી. યુક્તિઓથી એક વસ્તુને જેવું રૂપ આપવું હોય, તેવું આપી શકાય, તેથી તે વસ્તુ તેવાજ પ્રકારની છે; એમ તેના ગુણ દોષ જાણ્યા વગર માની શકાય નહિ. એમ તો નાસ્તિક વાદીઓ પણ પોતાની કુયુક્તિઓના બળથી સત્ય વસ્તુને પણ અસત્ય કરી બતા-વીને સરલ માણસોને ભ્રાંતિમાં નાખી દે છે. માટે દૃષ્ટિસમક્ષના

પુરાવાથી સિદ્ધ કરી બતાવો, તો આપનું વચન શિરસાવંદ્ય સમજીને હું સત્ય માની લઉં.'

તે નગરમાં ધર્મદાસ કરીને એક શેઠ રહેતો હતો. તે ન્યાયવંત એવા ઉપનામથી લોકોમાં પ્રખ્યાત હતો. અનીતિને માટે તેને બહુજ તિરસ્કાર છુટતો હતો. સ્વપ્નમાં પણ તેણે કોઇવાર અન્યાયનો વિચાર કર્યો ન હશે. નીતિની કમાણીથીજ સંતોષ માનીને તે પોતાનો વ્યવહાર ચલાવતો હતો. તેથી તેની સત્યતા ઉપર લોકોનો બહુજ વિશ્વાસ બેસી ગયો હતો. એટલે તે મહાત્માની સૂચનાથી પરીક્ષા કરવાની ખાતર રાજાએ એક રૂપિયો ધર્મદાસની પાસેથી અને એક રૂપીયો પોતાના ભંડારમાંથી મગાવી લીધો. તે વખતે તૈયાર રાખેલ પોતાના બે માણસોના હાથમાં તે એક એક રૂપીયો મુકીને રાજાએ ખાનગીમાં તેમને એવી ભલામણ કરી કે—"જુઓ, આ મારો રૂપીઓ છે, તે સમાધિ ચડાવીને બેઠેલ કોઇ યોગિરાજના ચરણમાં મુકી દેજે અને પછી છાની રીતે જોયા કરજે કે તે શું કરે છે? અને આ ધર્મદાસનો રૂપીયો છે, તે કોઇ મચ્છીમારના હાથમાં આપી દેજે અને પછી તે કેવી પ્રવૃત્તિ કરે છે, તે ગુપ્ત રહીને બધું જોયા કરજે. આ કસોટીનું કામ બજાવતાં કદાચ પાંચ દશ કે પંદર દિવસ નીકળી જાય તોપણ તેનું આખિરનું પરિણામ જોયા વિના તમારે પાછા ન ફરવું.' એ રીતે પક્ષપાતથી ગુપ્ત સુચના કરીને રાજાએ તેમને વિદાય કર્યા.

આગળ ચાલતાં એક મચ્છીમાર માછલાં પકડવાની જાળ લઇને આવતો હતો. તેને જોઇને એક આદમીએ પેલો ધર્મદાસનો

રૂપીયો તેના હાથમાં મુકી દીધો. એ રૂપીઓ તેના હાથમાં આવતાંજ તેની અગાઉની મનોવૃત્તિમાં કંઇક ફેરફાર થઇ ગયો. તે અત્યારે જો કે જાળ લઇને માછલા પકડવા જતો હતો, પણ તે રૂપીઆનો સ્પર્શ થતાંજ તેને વિચાર થયો કે—'આ રૂપીઓ કોઇ પુણ્યવંત પુરૂષ તરફથી મને મળેલ છે. અમ જેવા મચ્છીમારને રોકડા રૂપીઆનું દાન કરનારા દાતારો પણ દુનીયામાં શોધ્યા જડી શકે ખરા. નહિ તો મારો ધંધો દેખીતી રીતે પાપનોજ છે, છતાં મારા જેવા એક પુરા પાપી તરફ આટલી બધી દયા દર્શાવીને દાન કરનાર તો ખરેખર ભગવાનનો વારસો લેનાર કોઇ મહા ભાગ્યશાળીજ હશે. બસ, આજના ખરચ પુરતું તો મને ભગવાનેજ મોકલી આપ્યું, તો હવે કાલની ચિંતા આજ શા માટે કરૂં ? આજનો એક દિવસ તો એ પાપી ધંધાથી ભગવાને મને બચાવ્યો.' એમ ધારીને તે પોતાના ઘર તરફ પાછો ફર્યો, અને રસ્તામાં પેલા રૂપીઆનું અનાજ પણ તેણે સાથે સાથે લઇ લીધું. હજી તો માત્ર પેલા રૂપીઆનો તેણે સ્પર્શજ કર્યો છે; પણ તેના ખરીદેલા અનાજના સ્થૂલ પરમાણુએ તેના ઉદરમાં આવીને હજી એકરૂપ થયા નથી, છતાં તેના માનસિક પરિણામ બદલાઇને તે પ્રથમ કરતાં એક જુદાજ પ્રકારના થઇ ગયા. પછી જ્યારે તે રૂપીઆના અનાજના સ્થૂલ પરમાણુઓ તેના ઉદરમાં આવીને અન્ય અવયવો સાથે એકરૂપ થયા, ત્યારે તો તેની મનોવૃત્તિ એક આદર્શ જેવી બની ગઇ. હવે તેના પુણ્યની રેખા કંઇક પ્રકાશવા લાગી, એટલે પોતાના પ્રથમના દુષ્ટ ધંધા તરફ તેને તિરસ્કાર છુટવા માંડયો. શુભ વિચારોના જોરથી તેણે પોતાના પ્રથમના અધમ

વિચારોને અંતરમાંથી હાંકી કહાડયા. 'શ્રાવકકુળમાં જે જન્મ પામે, તેનેજ સમ્યક્ત્વ કે શુભ વિચારો લાવવાનો અધિકાર છે' એવો કાંઇ શાસ્ત્રીય નિયમ નથી. ગમે તે મનુષ્ય પોતાના આત્મ-રૂપ નિર્મળ આદર્શમાં શુભ વિચારોનો પ્રતિબિંબ પાડવાને હક્કદાર છે. પોતાના અંતરમાં શુભ વિચારો આવતાં તેણે એક એવો દૃઢ નિશ્ચય કરી લીધો કે:—' બસ, હવે તેવી અધમાધમ પ્રવૃત્તિ તો દૂર રહી, પરંતુ એ ધંધાના ઘાતકી વિચારોને પણ હું મારા અંતરમાં સ્થાન આપીશ નહિ. દુનીયામાં બીજા કોઇ ધંધાની ખોટ નથી. માટે તેવો ધંધો કરીનેજ હું મારો વ્યવહાર ચલાવીશ.' આવા તે અડગ નિશ્ચયપર આવી ગયો. પછી કંઇ રોજગારની શોધમાં ફરતાં ફરતાં ભાગ્યયોગે તે પેલા ધર્મદાસ શેઠના ઘરે આવી ચડયો. ત્યાં શેઠને તેણે પોતાની પ્રથમની પ્રવૃત્તિ અને અત્યારનો નિશ્ચય કહી સંભળાવ્યો, એટલે તેના શુભ વિચારના અનુમોદન સાથે ધર્મદાસ શેઠે થોડી ઘણી તેને મદદ આપી અને પોતાના રોજગારમાં તેનાથી બની શકે તેવા કામમાં જોડીને તેના વ્યવહારનો સારીરીતે બંદોબસ્ત કરી આપ્યો.

હવે આ બાજુ બીજો આદમી યોગીની તપાસ કરવા ક્યાં જંગલમાં ઉતરી પડયો. ત્યાં એક વટવૃક્ષની નીચે કોઇ જટાધારી યોગી સમાધિ ચડાવીને બેઠો હતો. એટલે રાજાની ગુપ્ત સૂચના પ્રમાણે પેલો રૂપીઓ તે યોગીના ચરણ–કમળ આગળ મુકી દીધો, અને તેનું પરિણામ જોવાને તે છાની રીતે વૃક્ષ ઉપર ચડીને બેસી રહ્યો. બે ઘડી પછી યોગી સમાધિ ઉતારીને સાવધાન થયો, તેવામાં અચાનક તેની દૃષ્ટિ પેલા રૂપીઆપર પડી. એટલે

પોતાના યોગના વિચારોને ભુલી જઇને તરત તે રૂપીઆ તરફ તેણે પોતાનો હાથ લંબાવ્યો. એક સામાન્ય રીતે પણ પૈસા જેવી ચીજ માણસને આકુળવ્યાકુળ બનાવી દે; તો પછી આ તો વળી અનીતિનો પૈસો, એટલે તેમાં બાકીજ શું રહે? પેલા રૂપીઆનો સ્પર્શ થતાંજ તે દુનીયાની મોહજાળનો એક મત્સ્ય બની ગયો. "હું એક સમાધિને સાધનાર યોગી છું, અને દુનીયાદારીના તમામ આચારો તથા વિચારોથી મારે બિલકુલ અલગ રહેવાનું છે. મોહ-જાળથી મુકત થવા માટે આ યોગ લઇને હું એક પરમાત્માના માર્ગનો પથિક બન્યો છું. ઇન્દ્રજાળ કે ઇન્દ્રધનુષ્ય જેવી ચપળ માયા (લક્ષ્મી)ના પડછાયાથી પણ મારે દશ ગજ દૂર હઠી જવાનું છે." આવા વિચારોને બદલે તે એક જુદાજ પ્રકારના વિચારપર ચડી ગયો. એક દીર્ઘસંસારી કે કૃષ્ણપક્ષીયા જીવના વિચારોમાં અને તેના વિચારોમાં કંઇ પણ તફાવત ન રહ્યો. આપણા પ્રસન્નચંદ્ર રાજર્ષિ યુદ્ધની ક્રૂર ભાવનામાં જેમ આગળ વધતા ગયા, તેમ આ યોગિરાજ પણ વિષયની તીવ્ર વાસનામાં આગળને આગળ વધતો ગયો.

મનને મસ્તાન અને એકતાન બનાવી દે, તેવા સંગીતનો સ્વાદ તો તે ચાખી બેઠો હતો, સારા સારા દેખાવો અને કીંમતી વસ્તુઓનું મનમોહક રૂપ પણ તે ઘણે ઠેકાણે જોઇ ચુકયો હતો, વિવિધ પુષ્પોની સુગંધિ તો તેને નિરંતર અનાયાસેજ મળ્યા કરતી હતી, અને તરેહ તરેહના મેવા મીઠાઇ કે મધુર ખાનપાનાદિકથી પણ તે ઘણીવાર તૃપ્ત થઇને બેઠો હતો. એટલે શ્રવણ, ચક્ષુ, નાસિકા અને જીભ—એ ચાર ઇંદ્રિયોના વિષયને માટે તેને કશી દરકાર

પણ ન હતી. પરંતુ એક સ્પર્શેંદ્રિયના વિષયનો અનુભવ તેણે કોઈવાર લીધો ન હતો. એ તેનો મનની ઉમેદ અત્યારે ઉભરાઇને ઉછાળા મારવા લાગી. તેના વિચારનું વહાણ હવે વિષય-વાસનાના તોફાની તરંગોમાં અથડાવા લાગ્યું. જો કે અત્યારે તેના શરીરે ભસ્મ ચોળેલી હતી, તેના મસ્તકપરની ભસ્મમિશ્રિત લાંબી જટા, પવનના યોગે ઉંચી નીચી થતી હતી, અને શરીરપર પણ તેણે ભગવાં વસ્ત્રો ધારણ કરી લીધાં હતાં. આ બધી યોગદશાની સાક્ષાત્ નિશાનીઓ હાજર હોવા છતાં અત્યારે કયો આત્મવાદી તેને યોગી કહીને બોલાવશે ? તેના અંતરગમાં યોગના રંગનું હવે નામ પણ કયાં રહ્યું છે? કારણ કે યોગરહસ્યના જ્ઞાતા ઉપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજે કહ્યું છે કે—

“ મુંડ મુંડાવત સબહી ગાડરીયા, હરિણ રોજ બિનુ ધામ;
એતેપર નહિ યોગકી રચના, જો ન રહે મન ઠામ.
તબલગ કષ્ટ ક્રિયા સબ નિષ્ફલ, જયું ગગને ચિત્રામ;
જબલગ આવે નહિ મન ઠામ.”

એટલે—‘ ગાડરો કેશ મુંડાવે છે, વટવૃક્ષો જટા ( વડવાઇ) ધારણ કરે છે અને મૃગલાઓ તેમજ રોજ પોતાના નિયત સ્થાન વિના જંગલમાં નિવાસ કરે છે; છતાં મનની સ્થિરતા વગર યોગની રચના સંભવતી નથી. અને જયાંસુધી મન ઠરીને ઠેકાણે ન આવે ત્યાંસુધી આકાશની ચિત્રામણની જેમ કષ્ટ કે ક્રિયા પણ બધી નિષ્ફળ છે.’ આ બોલ પ્રમાણે તેનામાં હવે યોગની રજ પણ ક્યાં હતી ?

બસ! નીતિ અને અનીતિના પૈસામાં જુઓ આટલોજ તફાવત છે. ક્યાં મચ્છીમારનો ઘાતકી ધંધો? અને ક્યાં આ યોગિરાજની મીઠી યોગસમાધિ? આ બધી બાજી સુધારનાર કે બેહાનબેહાન કરનાર બીજું કોઇ ન હતું, પણ તે માત્ર નીતિ કે અનીતિના પૈસાનોજ પ્રભાવ હતો. પછી તે યોગી અનીતિના પૈસાન ઝેરી સ્પર્શથી અધમ દશા પામીને કેવી રીતે યોગ ભ્રષ્ટ થયો, તેનું સવિસ્તર વર્ણન આપવું અહીં ઉચિત નથી, છતાં પણ ટુંકામાં એટલું તો કહેવુંજ પડશે કે તે અનીતિના રૂપીઆના યોગે પરસ્ત્રીના ફંદમાં ફસાઇને એક સામાન્ય ગૃહસ્થ કરતાં પણ વધારે હલકી દશાએ આવી ગયો.

પેલા મચ્છીમાર અને આ ભ્રષ્ટ યોગિરાજની વાત, પોતાના માણસોના મુખથી જ્યારે તે રાજાના સાંભળવામાં આવી, ત્યારે તેને સોળે સોળ આના ખાત્રી થઇ ગઇ કે—'નીતિ અને અનીતિના પૈસામાં અમૃત અને ઝેર જેટલો મોટો તફાવત છે.' પછી તે મહાત્માને બોલાવીને રાજાએ સભા સમક્ષ તેમનો બહુજ સત્કાર કર્યો, અને તેમના નીતિ–વાક્યનો સ્વીકાર કરીને "નીતિ અને અનીતિના પૈસામાં અમૃત અને ઝેર જેટલો મોટો તફાવત છે." એ પ્રમાણે અક્ષરો કોતરાવીને તેણે પોતાની રાજસભામાં તેમજ રાજમાર્ગ પર પાંચ દશ શિલાલેખ જડાવી દીધા.

કરમશી શેઠ! તમારા પણ આવા લુખ્ખા અને કઠણ પરિણામ થઇ ગયા છે, તેનું કારણ પણ બીજું કંઇ નથી; પરંતુ અનીતિના પૈસાને લીધેજ આજે તમારી આવી દશા થવા પામી છે. જુઓ, શેઠ! અત્યારે આપને કહેવા કે સમજાવ-

વામાં મેં કંઇ કચાશ રાખી નથી; છતાં તમારા કઠણ હૃદયમાં કોમળતા ન આવે તો આપના ભાગ્યની વાત. હિત શિખામણ સ્વીકારવી કે નહિ—એ સાંભળનારની મરજી ઉપરની વાત છે."

રવજીભાઇના આ લાંબા વર્ણનથી આખિર તે બહુજ કંટાળી ગયો હતો, અને તેથી તે વખતે તેણે વેપારની ગડમથલમાં પોતાનું મન પરોવી દીધું હતું, એટલે 'તુમ કહેતે જાઓ, હમ સુનતે હય.' એ કહેવત પ્રમાણેજ હકીકત બની. કારણ કેઃ—

"કહા હોત પયપાન કરનસે, બિષ નહિ તજત ભુજંગ.
કાગાકુ કયા કપુર ચુગાવત, શ્વાન નહાવત ગંગ.
ખરકુ કહા અગરજા વિલેપન, મર્કટ ભૂષણ અંગ."

બસ! અયોગ્યને ઉપદેશ આપવાથી જુઓ, આવી ગતિ થાય.



# પ્રકરણ ૧૧ મું.

## પડતીનો પ્રારંભ.

" उदयति यदि भानुः पश्चिमे दिग्विभागे,
विकसति यदि पद्मं पर्वताग्र शिलायाम्;
प्रचलति यदि मेरूः शीततां याति व'ह्नि-
स्तदपि न चलतीयं भाविनी कर्मरेखा " ॥

એટલે—'સૂર્ય કદાચ પશ્ચિમ દિશામાં ઉદય પામે, પર્વતના કઠણ પત્થરપર કદાચ કમળ ઉગીને વિકસિત થાય, મેરૂપર્વત જેવો મહાગિરિ પણ કદાચ ચલાયમાન થઇ જાય અને ધગધગતી અગ્નિ પણ પાણીની જેમ શીતલતાને ધારણ કરે; તથાપિ મનુષ્યની ભાવી કર્મ-રેખા કદાપિ ટળતી નથી.' એટલે કર્મના કાયદાની શિક્ષા મનુષ્યને જે ભોગવવાની હોય છે, તેમાં એક તલભાર પણ ફારફેર થઇ શકતો નથી. ભાવી—એ ખરેખર! મનુષ્યને ભુલ ખવરાવે છે, એમ કહેવામાં કંઇ પણ શંકા જેવું નથી. નહિ તો પાંડવો જેવા શાણા પુરૂષો શું ન્હોતા સમજતા કે જુગારથી માણસના જાનમાલની ખુવારી થાય છે? છતાં તેમણે દુર્યોધન સામે જુગારનો દાવ શા માટે માંડયો? અને રાજ્યભ્રષ્ટ થઇ ખુવાર શા માટે થયા? તેમની જુગારની હઠથી સતી દ્રૌપદીને પણ કેટલું બધું સંકટ સહન કરવું પડયું? આ બધો પ્રબળ ભાવીનોજ પ્રતાપ સમજવો. શું રાવણ ન્હોતો જાણતો કે પરસ્ત્રીની સામે વિકારથી જોવા માત્રમાં પણ મહાપાપ છે?

તો પછી તેનું હરણ કરવાની તો વાતજ શી કરવી? છતાં ભાવિચક્રના ચકડોળે ચડી પોતાના સ્વરૂપનું પરાવર્ત્તન કરી માયાજાળથી સુવર્ણમૃગનો આકાર બનાવીને તેણે સતી સીતાદેવીનું હરણ કર્યું. તેમ છતાં તેની સ્ત્રી મંદોદરી અને તેના બંધુ બિભીષણે તેને સીતાદેવીને પાછી મુકી આવવા માટે સમજાવવામાં કંઈ બાકી ન્હોતી રાખી, પણ ભાવિની સત્તા આગળ તે બિચારો પોતાની ખોટી હઠ શી રીતે મુકી શકે? એટલે આખિર તેને લક્ષ્મણના ભોગ થવું પડયું, અને સીતાહરણનો કાળો ડાગ સદાને માટે તેના શિરપર રહી ગયો.

દીવાના રૂપમાં અંજાઇને તેમાં કુદકો મારનાર બિચારા પતંગને કયાં ખ્યાલ છે? કે—'આ રમણીય રૂપ નથી, પણ મારે માટે તે એક તૈયાર ચિતા છે અને એક ક્ષણવાર પછી મારે તેમાં બળીને ભસ્મ થવું પડશે.' સંગીતનો મધુર ધ્વનિ સાંભળવામાં સંલીન બનેલા મૃગલાને કયાં માલુમ છે? કે—'આ સંગીતના સંધાનમાં મારૂં બંધન પણ સાથેજ જોડાયેલું છે, અને તે બે ચાર ક્ષણમાંજ મને ઘેરીને પરાધીન બનાવી દેશે.' માંસની પેશી લેવાને તલપી રહેલા પેલા મત્સ્ય (માછલા)ને પણ કયાં માલુમ છે? કે—'આ પેશીના પડમાં મારે માટે એક તીક્ષ્ણ ભાલો પણ તૈયારજ છે, અને તે એક બે મિનિટમાં મને વીંધીને અહીંથી વિદાય પણ કરી દેશે.' પેલી બનાવટી હાથણીને જોઇને અત્યંત કામાતુર થયેલા ગજરાજને પણ કયાં ગમ છે? કે—'આ મારી કામવાસનાને તૃપ્ત કરનાર સજીવન હાથણી નથી, પણ તેના પડ નીચે મારે માટે એક જીવલેણ ખાડો ખોદીને તૈયાર કરવામાં

આવેલ છે, અને તે રીબાવી રીબાવીને મારા પ્રાણ લીધા વિના મને કદી મુકનાર પણ નથી.' સુગંધ લેવામાં લુબ્ધ બની કમળ-કોશમાં છુપાઈ રહેલ પેલા મધુકરને પણ કયાં માલુમ છે ? કે— ' આ સુગંધી કમળ—કોશ, તે મારે માટે એક કાલ—કોટડીજ છે, અને તેમાં ગુંગળાઇ ગુંગળાઇને મારે મરવાનોજ વખત આવવાનો છે.' આ બધું કોણ કરાવે છે ? માત્ર એક ભાવીજ. તેમ મનુષ્યને માટે પણ એજ પ્રમાણે સમજી લેવું. પેલા મધુકરની મતલબનો એક કવીશ્વરે એવો શ્લોક કહેલો છે કે:—

" रात्रिर्गमिष्यति भविष्याति सुप्रभातं,
भास्वानुदिष्यति हसिष्याति पंकजश्रीः;
इत्थं विचिंतयति कोशगते द्विरेफे,
हा हंत हंत नलिनीं गज उज्जहार. "

એટલે—' કમળ-કોશમાં બંધાઇ ગયેલ એક મધુકર મુંઝાઇને ચિંતવવા લાગ્યો કે—' રાત્રિ ખતમ થઇને કયારે પ્રભાત થાય અને બાળ સૂર્ય ઉદય પામીને કયારે તે કમળોને વિકસ્વર બનાવે; કે જેથી હું આ બંધનથી સત્વર છુટો થઇ જાઉં. અહો ! એ રીતે તે મધુકર વિચાર કરતો હતો, તેવામાં એક મહોન્મત્ત હાથીએ આવીને પેલા કમળને પોતાની સુંઢવતી તોડી પાડીને છુંદી નાખ્યું.' ઘણીવાર એવું બને છે કે, મનુષ્ય પણ પોતાના મનોરથની માળા ફેરવતો હોય છે, તેવામાં અચાનક કુટિલ કાલ આવીને તેને પોતાના તીક્ષ્ણ પંજામાં સપડાવી લે છે.

ઉદય કે અસ્તનો કાયદો માત્ર કોઇ એક મનુષ્ય કે એક વસ્તુને માટે ઘડાયેલો નથી, પણ કુદરતે તે કાયદો સર્વ મનુષ્ય

અને સર્વ વસ્તુને માટે ઘડી કહાડેલ છે. જે વસ્તુ કે મનુષ્યને આજે આપણે ઉદયાચલના શિખરપર આનંદમગ્ન જોઇ શકીએ છીએ, તે કાલે વખતસર પડતીના પગથીયાપર દેખાશે. એટલે કુદરત પોતે મનુષ્ય માત્રને એક રમકડા જેવા બનાવીને રમાડે છે—એમ કહીએ તો ચાલે. ઘડીવાર મનુષ્યને તે જાહો જલાલીના નિસ્સામાંને નિસ્સામાં નચાવે છે, તો ઘડીવાર દીન, દરિદ્ર અને ઉદાસ બનાવી દે છે. ઘડીવાર મનુષ્યને તે મન્મથ જેવો દિવ્ય સ્વરૂપી બનાવીને આનંદ—લીલા કરાવે છે, તો ઘડી-વાર રોગી કે દુર્બલ બનાવીને રોવરાવે છે. કાળ કહો, નશીબ કહો, ભાવી કહો, કુદરત કહો કે કિસ્મત કહો—તે બધા એકજ વસ્તુના પ્રતિબિંબ છે, અને તે આ વિશાળ વિશ્વની રંગભૂમિપર મનુષ્યને એક એકટરની જેમ જુદા જુદા પ્રકારના રૂપ આપીને રમત કરાવે છે.

હવે આપણે કરમશીશેઠની ભાગ્યરેખાની વાત ઉપર આવીએ. લક્ષ્મીની લીલામાં લીન બની બેઠેલ કરમશીભાઇને માલુમ નથી કે—'સુખ–દુઃખનું ભાગ્યચક્ર સહુના શિરપર ફર્યાજ કરે છે અને તેમાં વારાફરતી સહુ કોઇને આવવુંજ પડે છે.' મનુષ્ય માત્ર જ્યારે કુદરતના રમકડા છે, તો આ એક કરમશી શેઠ તેનાથી કંઇ અંધારામાં અલગ રહીને બચી જાય, તેમ કાંઇ બનવાનું છે? તેના સંબંધી ચાપશીભાઇ પ્રથમ વેપારમાં જે ભાગીદાર તરીકે જોડાયા હતા, તે તો ક્યારનાએ છુટા થઇ ગયા છે. કરમશીભાઇના સ્વાર્થી સ્વભાવ ઉપર તેને બહુ ત્રાસ આવતો હતો અને તેથી ઘણીવાર તેણે મીઠી ભલામણ કરવામાં પણ કંઇ બાકી રાખી ન હતી; છતાં આપણા કરમશીભાઇ ક્યાં કાનના કાચા હતા, કે તે

સાંભળતાંજ સત્વર સાચા મનથી સ્વીકારી લે? અને કદાચ તેમ સ્વીકારવાને માટે તે ઝટપટ કટીબદ્ધ થઇ ગયો હોત, તો આ આપણી કર્મ—કથાનો પણ અધવચ અંત આવી જાત. બહુ વખત સામાન્ય રીતે સમજાવ્યા છતાં જયારે તે પોતાના કઠણ વિચારની કસોટીપરથી નીચે ન ઉતર્યો, પણ માત્ર પોતાના એક સ્વાર્થી સ્વભાવનેજ વળગી રહ્યો. એટલે ચાપશીભાઇએ વિચાર કર્યો કે—'લક્ષ્મીની લાંબી લાલચ રાખીને આ કઠોર હૃદયના માણસની સોબતમાં રહીને ધંધો કરવો-તે પોતાના ઉંચા કુળ અને ધર્મનું એક પ્રકારે અપમાન કરવા જેવુંજ છે. આખો રોટલો મળતાં પણ જો પોતાના ધર્મને જલાંજલિ અપાતી હોય, તો તે કરતાં અડધા રોટલાથી સંતોષ માની લેવો-તે વધારે સારૂં છે. પાંચા પટેલનું પાછળ નામ રાખે-એવી આ ભાઇસાબહેબમાં કરામત દેખાતી નથી. તેમ મને સંબંધી કે મોટેરો સમજીને એ મારૂં માન રાખે, તેમ પણ લાગતું નથી. રોજ રોજ નકામી માથાકુટ કરીને મન ખાટું કરવું—તેથી શો લાભ?' આ પ્રમાણે પોતાના મનમાં મજબુત વિચાર કરીને એક દિવસે કરમશીભાઇને જે છેવટના બોલ સંભળાવવાના હતા, તે નિર્ભય થઇને તેણે નીચે પ્રમાણે સંભળાવી દીધાઃ—

"કરમશી! એક વેપારી થઇને આવો હલકો સ્વભાવ રાખવો—તે બિલકુલ લાયક નથી. આપણા તગદીરમાં હશે, તો વેપારમાંજ પાંચને બદલે પચીશ હજાર મળી જશે, પરંતુ આમ કપટબાજી ખેલીને તથા નોકર માણુસોને સતાવીને બે ચાર હજારનો વધારો કરવો-તેમાં બરકત જેવું કંઇજ નથી. એટલુંજ નહિ

પણ એ પાપ કોઇવાર આપણી બીજી મિલકતને પણ તાણીને ફના કરી દેશે. વળી તમો આમ વિશ્વાસઘાતથી બે પૈસાનો વધારો કરીને જે એક પ્રકારની બહાદુરી બતાવો છો, તે પણ તમારી કેટલી બધી મૂર્ખાઇ છે? જુઓ, એક પંડિત કવીશ્વરે એ સંબંધને માટેજ કહી બતાવ્યું છે કેઃ—

" विश्वासप्रतिपन्नानां वंचने का विदग्धता ?
अंकमारुह्य सुप्तानां हंतुं किं नाम पौरुषम् ? "

એટલે—'જે લોકો તમારાપર વિશ્વાસ રાખીને બેઠા છે, તેવા સરળ જનોને છેતરવામાં ચતુરાઇ શી? કારણ કે પોતાના ઉત્સંગ (ખોળા) માં શિર રાખીને સુતેલાને મારી નાખવું-એમાં વળી બહાદુરી શેની?' વળી એજ કવિરાજ એટલે સુધી પણ કહી ગયા છે કેઃ--

" मित्रद्रोही कृतघ्नश्च स्तेयी विश्वासघातकः ।
चत्वारो नरकं यांति यावच्चंद्रदिवाकरौ " ॥

એટલે—' પોતાના મિત્રનો દ્રોહ કરનાર, બીજાએ પોતાનાપર કરેલ ઉપકારને ભુંસી નાખનાર, અન્યની વસ્તુને ચોરી લેનાર અને પોતાપર વિશ્વાસ રાખનારને છેતરનાર—એ ચાર પ્રકારના પાપી મનુષ્ય-જયાંસુધી સુર્ય અને ચંદ્રમા ગગનમંડળમાં ગમનાગમન કરી દુનીયાને પ્રકાશ આપે છે, ત્યાંસુધી તેમને નરક શિવાય બીજે કયાં સ્થાન મળી શકે તેમ નથી.'

હદ ઉપરાંત કંજુસાઇ અને કઠોરતા વાપરવી—એ પોતાની સંપત્તિ, કુળ, ધર્મ અને જાતિને પણ લજવે-તેવું કામ છે. તમારા

પોતાની ઉદાર વૃત્તિનો એક નમુના જેટલો અંશ પણ તમારામાં દેખાતો નથી. માત્ર મોટી મોટી વાતો કરવાથી કાંઇ મોટાઇ મળતી નથી, પરંતુ પોતાની સ્થિતિ પ્રમાણે જ્ઞાતિ કે દેશહિતના કામ કરી બતાવવાથીજ દુનીયામાં માન અને મોટાઇ વધે છે. દુનીયામાં તન-ધન કાંઇ સદાને માટે પોતાને સ્વાધીન થઇને રહેતા નથી; પણ એક સારી નામનાજ કાયમ રહીને મૃત મનુષ્યને પણ સજીવન અને સતેજ રાખી શકે છે. અરે! તમારા સંબંધીઓ કે જ્ઞાતિબંધુઓ તરફ પણ તમે સારી લાગણી દર્શાવી શકતા નથી; તો પછી બીજાને માટે તો તેવી લાગણી કયાંથીજ બતાવી શકો? જુઓ, નોકર માણસોના પ્રતાપેજ આપણે બે પૈસા પેદા કરી શકીએ છીએ. જો તેમને પગારના ઠરાવ કરતાં બે રૂપીઆ વધારે અગર સારા નફાના પ્રસંગે પાંચ રૂપીઆ બક્ષીશ આપવામાં ન આવે તો તેઓ ધ્યાન દઇને બરાબર કામ કરે ખરા કે? તમે ખાવા-પીવામાં કે બીજા ઘરખરચમાં ગમે તેટલી કરકસર કરીને પૈસાનો બચાવ કરો, પણ વખારના માણસોને માટે તો તેમ નજ થવું જોઇએ. અહા! જેમણે પોતાની અમૂલ્ય જીંદગીના કીંમતી તન-મન પણ તમને સોંપી દીધાં છે, તેઓ કદાચ આપણને બે પૈસાનો ફાયદો આપી જાય અગર આપણે રાજીખુશીથી તેમને બે પાંચ રૂપીઆ વધારે આપી દઇએ; તોપણ તેમના આત્મભોગના પ્રમાણુ આગળ તે કંઇ હિસાબમાંજ નથી. શેઠ! તમે તો એક નજીવી બાબતમાં બિચારા માણસોને, કાનને કડવા લાગે તેવા વેણુ સંભળાવો છો. અને કોઇવાર તો ન બોલવાનું બોલીને તેમને સતાવો છો-છતાં માણસો તે બધું માત્ર જમીનને જોઇનેજ સાંભળી બેસી

રહે છે. નહિ તો ઘણે ઠેકાણે શેઠસાહેબોને જાતે પોતાના માનીતા માણસોની ખુશામત કરવી પડે છે-તેની ક્યાં તમને ખબર છે? હું પોતે ધનજી શેઠને ત્યાં નોકર હતો. મારૂં કામજ એવું સાચું અને સફાઈદાર કે જેથી શેઠને માત્ર ચાર મહિનામાંજ મારાપર હદઉપરાંત વિશ્વાસ બેસી ગયો. પછી ઘણીવાર જ્યારે એવી વાંધા જેવી બાબત હોય, ત્યારે શેઠ મારી ખુશામત કરીને પણ સલાહ લેતા અને તેથી 'શેઠ મારૂં બહુમાન રાખે છે' એમ સમજીને હું પણ બેવડા ઉત્સાહથી કામ કરતો હતો. એવી રીતે માણસોનું તો માન રાખવાથીજ તેમની પાસેથી પુરતું અને સંતોષકારક કામ લઈ શકાય. આપણે પૈસાદાર અને ઉજળા છીએ-તેથી માણસો દબાઈ અંજાઈને કંઈ કામ ન કરી આપે, પણ માન સાથે તેમની કદર કરી વખત આવે પાંચ રૂપીઆ વધારે આપવાથી તેઓ પોતાની પુરતી કાલજીથી કામ બજાવીને આપણને સંતોષ આપી શકે. આવા તમારા આપખુદી અને સ્વાર્થી વિચાર મને બિલકુલ પસંદ નથી. એક માત્ર દમડીના રટન શિવાય તમારા દિલમાં બીજી કંઇ વાતજ નથી. શેઠ! તમને વધારે શું કહું? જગતના જડ પદાર્થો પણ જુઓ તો દુનીયાપર કેટલો બધો ઉપકાર કરી રહ્યા છે? તો પછી આપણે તેમના કરતાં બહુજ ઉંચા દરજ્જાના મનુષ્ય રહ્યા, સુખ, સંપત્તિ, સત્તા અને સ્વતંત્રતાનો હક્ક, તેમના કરતાં આપણને કેટલો બધો વધારે મળેલ છે? ત્યારે આપણે તેનો ઉપયોગ શા માટે ન કરીએ? શા માટે એ કુદરતી હક્કને ગુપ્ત દબાવીને આપણે કુદરતના ગુન્હેગાર થઈએ? જુઓ, વૃક્ષો પોતાની શીતળ છાયા અને મધુર ફળો

આપીને જગતને આનંદ પમાડે છે, નદીઓ પોતાના શીતળ જળથી જગતની તૃષા અને તાપને દૂર કરે છે, મેઘ પોતાના અખુટ જળથી જગતને એક પ્રકારે નવું જીવન આપે છે—એમ કહીએ તો ચાલે, સૂર્ય અને ચંદ્રમા જગતને પોતાનો અનુપમ પ્રકાશ આપીને કેવી અસાધારણ સેવા બજાવે છે? વિવિધ વનસ્પતિઓ ઔષધિરૂપે થઇને જગતની આરોગ્યતામાં કેટલો બધો વધારો કરી આપે છે? એવી રીતે પશુઓ કે બીજા પ્રાણીઓ તેમજ જડપદાર્થો પણ એક નહિ તો બીજી રીતે અને બીજી નહિ તો ત્રીજી રીતે—એમ જગતને ઉપયોગી થઇને પોતાની ફરજ બજાવે છે. પણ તમારે તો હરી ફરીને એક સ્વાર્થ સાધવાનીજ વાત. શેઠ! આમ કરવાથી તમે તમારા કર્તવ્યથી કેટલા બધા ભ્રષ્ટ થાઓ છો, તે તો જરા બારીક નજરથી તપાસી જુઓ. તમે કદાચ ગમે તેવા વ્યવહારથી ચાલશો, ગમે તેટલી કંજુસાઇ કે કૃપણતા રાખીને વર્ત્તશો; તો પણ મને તેથી કોઇ પણ પ્રકારની હાની થવાની નથી, પરંતુ એક સંબંધીના અંગે આવા પ્રસંગે મારે તમને કંઇ પણ સૂચના કે ભલામણ કરવી—તે મારી એક પ્રકારની ફરજજ છે. છતાં તે તમારા ખ્યાલમાં નહિ આવે અને તમારી સ્વાર્થી આદતથી પાછા હઠીને તમે તમારા પિતાના રસ્તાપર નહિ આવો, તો થોડા વખત પછી મારે તમારાથી વેપાર રોજગારની બાબતમાં અલગ થવું પડશે.”

આ પ્રમાણે ચાપશીભાઇની સૂચના તેણે બરાબર સાવધાન થઇને સાંભળી લીધી, અને એ હિતશિક્ષાનું ખંડન કરીને ઉડાડી દેવાની તેણે પ્રથમ જરા ઉમેદ પણ કરી ખરી; પરંતુ પછીથી તેને

એવો વિચાર આવ્યો કે—'ચાપશીભાઇ મારા સંબંધી અને વડિલ છે; તો તેમનું આવી બાબતમાં દેખીતી રીતે અપમાન કરવું-તે અનુચિત છે.' એમ ધારીને તેણે ખંડન કરવાનું તો માંડી વાળ્યું; પણ એક બે બોલ કહ્યા વગર તો તેનાથી રહેવાયુંજ નહિ :—

"ચાપશીભાઇ! તમે કહો છો, તે બધું ઠીક પણ એ સ્વાર્થની સુગંધથી કોણ અલગ રહી શકે તેમ છે? કોઇને રાઇના દાણા જેટલો સ્વાર્થ હશે, તો કોઇને મગના દાણા જેટલો હશે, કોઇને પાંચ હજારનો સ્વાર્થ હશે, તો કોઇને પચાશ હજારનો હશે, પણ આખિર તો તે બધું સ્વાર્થમાંજ ગણાય ખરૂં કે નહિ? સાધુને શિષ્યનો સ્વાર્થ હશે, તો દાનવીરને કીર્તિનો સ્વાર્થ હશે. દાન ન કરે, તેને પૈસાનો સ્વાર્થ હોય—તે વાત તો જાણે સાચેસાચી; પરંતુ દાન કરનારને પણ કીર્ત્તિ કે યશનો ગુપ્ત સ્વાર્થ હોય છે ખરો કે નહિ? જો એવી રીતે સ્વાર્થની મીઠી સુગંધ સહુ કોઇને સરખી રીતે ગમે છે, તો પછી અમારો સ્વાર્થ કયા ઇંદ્રભુવનનો કે કુબેરભંડારનો હતો, કે જેથી મને એક ભેદી ભલામણ કરવાની આપ સાહેબને આટલી બધી તકલીફ ઉઠાવવી પડી? જુઓ, પોતાની તગદીર ઉપરજ સહુ કોઇના વ્યવહારનો પાયો રચાયેલો છે." આ તેના અંગત બચાવના બોલપરથી ચાપશીભાઇને લાગ્યું કે—'આ શેઠ સમજુ થઇને પોતાની અસલની આદત કોઇ રીતે મુકે તેમ નથી. એમ ધારીને તે કરમશીભાઇની વખારમાંથી છુટો થઇ ગયો. બસ, ચાપશીભાઇ જ્યારથી તેની વખારમાંથી છુટો થયો, ખરી રીતે તો ત્યારથીજ તેની પડતીનો પ્રારંભ થઇ ચુકયો. માણસોને ખુશી

રાખીને તેમની પાસેથી સંતોષકારક રીતે કામ ન લઇ શકવાથી માણસોની બેદરકારી તેને પગલે પગલે હરકત કર્ત્તા થઇ પડી. વખારમાં તેણે બીજા પણ એક બે ભાગીદાર તો રાખ્યા હતા; પણ તે કંજુસાઇ અને કઠોરતામાં કરમશીભાઇથી એક રતિભાર પણ ઉતરે તેવા ન હતા. વળી એકબીજાના મગજ જરા ચડેલા રહ્યા, એટલે ઘણીવાર વેપાર રોજગારનું કામ સહુની એક સલાહથી થઇ શકતું ન હતું. તેથી મતભેદથી કામ કરવા જતાં નુકશાની વખતે ઘણીવાર એક બીજામાં તકરાર થઇ પડતી અને તેથી તેમની વચ્ચે કોઇવાર પણ મીઠાશ રહેવા પામી ન હતી. વળી તે બે ભાગીદારોએ પોતાની રકમ કાંઇ વેપારમાં રોકી ન હતી, એટલે માત્ર નફાનાજ તે ભાગીદાર હતા, એમ કહીએ તો ચાલે.

એક દિવસે તે બંને ભાગીદારોએ કંઇ પ્રપંચ રચી કરમશીભાઇને થાપ ખવરાવીને છેતરી લેવાનો વિચાર કર્યો. તેમાં એકનું નામ હંસરાજ અને બીજાનું નામ હેમરાજ હતું. તે દગાબાજીનો વિચાર ચલાવતાં તે બંને એક નિશ્ચયપર આવી ગયા. પછી હંસરાજ પંજાબ અને કાનપુર તરફ ઘઉં ચણાની ખરીદ કરવા નીકળી પડયો અને હેમરાજ મુંબઇ ખાતે રહ્યો. આ બધું કરમશીભાઇના ખ્યાલ બહાર ન હતું, એટલુંજ નહિ પણ તેમાં તેની થોડી ઘણી સંમતિ પણ હતી. કારણ કે તેમની કપટબાજીને તે લેશ પણ જાણતો ન હતો. વળી આ બંને પ્રપંચી પુતળાના પ્રપંચબાજીના પત્રો બધા ખાનગીમાંજ ચાલ્યા કરતા હતા, તેથી તે બિચારો શું સમજી શકે? થોડા વખત પછી ઘઉં ચણાના ભાવ જેમ જેમ વધતા ગયા, તેમ તેમ હેમરાજ મુંબઇથી તેને

લખતો ગયો કે—'બજારભાવે ખરીદ ચાલુ રાખો.' આ ખરીદના કેટલાક લખાણમાં કરમશીભાઇની સંમતિ હતી અને કેટલુંક લખાણ તેના ખ્યાલ બહારનું હતું. છતાં હંસરાજને માટે તો તે એક પુરાવારૂપજ હતું. વળી હંસરાજે ત્યાં એક મારવાડીને સાધી રાખ્યો હતો, એટલે હરરોજ મુંબઇથી તે હજાર બે હજારની હુંડી તાણવા લાગ્યો. એમ કરતાં બે મહિનામાં તેણે લગભગ પચાશ હજાર રૂપીઆ જેટલી મોટી રકમ ખેંચી લીધી. એવામાં દૈવયોગે એક અઠવાડીયામાં અચાનક ભાવમાંજ દશ બાર ટકાનો ઘટાડો થઇ ગયો. એટલે હંસરાજને હવે બીજી કોઇ કપટબાજી રમવાની જરૂર ન પડી.

પછી એક દિવસે તેણે નિરાંતે કપટકળા પૂર્વક મુંબઇ કાગળ લખી વાર્યો કે—" બે હજાર ખાંડી ઘઉં ઉંચા ભાવે લેવા કર્યા હતા અને એક હજાર ખાંડી નીચા ભાવે દેવા કર્યા છે. પણ અત્યારે ઑપ્રીસવાળાઓની ખરીદી બંધ રહેતાં અચાનક ભાવમાં મોટો ઘટાડો થઇ ગયો. તેથી ઉંચા ભાવનો ખરીદેલો માલ નીચા ભાવવાળાને આપવો પડયો અને ઉંચા ભાવના માલનો બદલો કરતાં લગભગ ચાલીશ હજાર રૂપીઆ જેટલી નુકશાની ભરવી પડી છે. વખતસર હજી પણ બજાર નમી જાય, તો વધારે નુકશાની ભરવી પડે—એવી ધાસ્તીથી પતાવટ કરી નાખવી પડી છે." આ કાગળની પહેલાં દશ બાર દિવસ અગાઉ તેણે એક પત્ર લખેલ હતો, તેમાં તેજી મંદીના વેપારની વિગત તેણે લખી વારી હતી, પણ તે વખતે હેમરાજે તે પત્ર છુપાવી રાખી મુકયો હતો. હવે ભાવમાં વધઘટ થઇ, એટલે અગાઉનો કાગળ એક બચાવના પુરાવા માટે બસ હતો.

ચાલીશ હજારની નુકસાનીનો કાગળ આવતાંજ કરમશીભાઇની કાળજીનો પાર ન રહ્યો. વળી એ બાબતમાં તેને જરા વ્હેમ જેવું પણ લાગ્યું. તેથી તે બીજેજ દિવસે પંજાબ મેલમાં રવાનો થયો. અહીં પાછળથી હેમરાજે હંસરાજને એક તાર કર્યો કે— ‘કરમશી શેઠ આજે પંજાબ મેલમાં તમારા તરફ રવાના થયા છે. માટે એકાઉન્ટ બરાબર રાખજો.’ આ પ્રમાણે તાર મળતાંજ હંસરાજ પેલા મારવાડીને સાધીને બરાબર સાવધાન થઇ ગયો. વળી આ પ્રસંગને માટે એક બે દલાલ કે બીજા માણસોની જરૂર હતી, તેમને પણ તેણે સાધીજ રાખ્યા હતા. એટલે ટુંકામાં એ બાજીના બચાવને માટે જે કાંઇ તૈયારી જોઇએ, તે તો તેણે અગાઉથીજ બરાબર કરી લીધી હતી. હવે ત્યાં આવી બારીકાઇથી તપાસ ચલાવતાં પણ તેમની પ્રપંચકળાનું પોકળ લેશ માત્ર પણ કરમશીભાઇના જાણવામાં કે જોવામાં આવી શક્યું નહિ. ચાલીશ હજાર દોકડાની વાત પણ તેને ચાલીશ દિવસ ચિંતા કરાવે, તો ચાલીશ હજાર રૂપીઆ જેટલી મોટી ખોટથી તો તેના કલેજાનું લોહી કેટલું બધું સોસાઇ ગયું હશે ? પરંતુ હવે શું કરી શકે તેમ છે ? છતાં હંસરાજને તે ઠપકો આપ્યા વગર તો નજ રહ્યાઃ—“ અરે ભલા માણસ ! આવો ઉલટો વેપાર ખેડવાની શી જરૂર હતી ? અહીં બેઠા બેઠા કદાચ બસેં પાંચસેંનો ખાધાખરચ કે માણસનો પગાર માથે પડયો હોત, તો શી હરકત આવવાની હતી ? પરંતુ આઠ પંદર દિવસમાં આવડી મોટી રકમને ધુળમાં મેળવી દીધી—એ કેટલી બધી મૂર્ખાઇની વાત ? વળી આટલું બધું ડહાપણ ડોળવાનું તને લખ્યું પણ કોણે હતું ? અમારી

લખાવટ વિના કરેલ આ ઉંધા વેપારની નુકશાની ખરી રીતે તો તારેજ ભરી આપવી જોઇએ." આ બોલ પછી પણ હજી કરમશીભાઇ કંઇક વધારે બોલવા જતો હતો, એવામાં હંસરાજે પેલા અગાઉના કાગળો કે જેમાં બજાર ભાવે ખરીદ ચાલુ રાખો વિગેરે વિગેરે લખાવટ આવી હતી, તે બધા તેના હસ્તકમળમાં મુકી દીધા. તેમાં કેટલાક કરમશીભાઇએ જાતે લખેલા કેટલાક કામની ધમાલમાં વાંચ્યા વિના પોતે સહી કરી દીધેલ અને કેટલાક હેમરાજના લખેલા પણ હતા. આ બધા કાગળો વાંચતાં કરમશીભાઇ ઠંડોગાર જેવો થઇ ગયો. પછીથી તે પોતાના મુખથી એક પણ બોલ બોલ્યા વિના માત્ર મુંગે મ્હોડેજ બેસી રહ્યો. કારણ કે પોતાનાજ કાગળોના પુરાવા તેની નજર આગળ હાજર હતા, એટલે તેને હવે એ બાબતમાં કંઇ બોલવા જેવું રહ્યુંજ કયાં ?

આ બાજુ કરમશીભાઇના ગયા પછી હેમરાજે પ્રપંચ બાજીના પાસા પોબારા કરવાને એક પક્કા મારવાડીને ઉભો કરી દીધો. તેને પચીશ હજાર રૂપીઆનો માલ આપી સેંકડે પોણોસો ટકા રોકડા લઇને તેની પાસેથી રતલામ, ઇંદોર અને ઉજજનના કોઇ ભલતાજ મારવાડીના નામ ઉપરની પાંચ પાંચ હજારની અને પંદર દિવસની મુદતની પાંચ હુંડી લખાવી લીધી અને તે ત્યાંના પોતાના આડતીઆ કે જેમના રૂપીઆ પોતાની કું. પર લેણા હતા, તેમનાપર બીડી પણ દીધી. પેલા મારવાડીએ લીધેલ માલ બે ત્રણ દિવસમાં એક પોતાના ઓળખીતા વેપારીને બજાર ભાવ કરતાં આઠ આના ઓછા ભાવે આપી નાણા વસુલ કરીને પસાર થઇ ગયો. અને જતાં જતાં તે વેપારીને ભલામણ

કરતો ગયો કે—' શેઠ! જુઓ, આમાં તમને દેખીતો લાભ કરી આપ્યો છે, માટે બાંધી મુઠ્ઠી લાખની કરીને રાખશો.' બસ, દશ પંદર દિવસ કરમશીભાઇ પંજાબ તરફ હતો, તે દરમ્યાન હેમરાજે આ બધી પ્રપંચ બાજી પાથરીને વીશેક હજાર રૂપીઆ પચાવી લીધા પણ તે કામ એટલું બધું સાવચેતીથી કરવામાં આવ્યું, કે પછીથી તેનું નામ કે નિશાન એક અંશમાત્ર પણ માલુમ ન પડે. પંદર દિવસ પછી જ્યારે કરમશીભાઇ આવ્યો, ત્યારે હેમરાજે તેને માલવેચાણની અને તે બદલ હુંડી લખાવી લેવાની વાત કહી સંભળાવી પણ એ હુંડીની બીના તેને જરા ગફલત જેવી લાગી, પરંતુ હુંડી સીકરાયાનો જવાબ આવી જાય, તે પછીજ તેના મનને નિરાંત વળે તેમ હતું. આઠ દિવસ પછી તે આડતીઆઓએ ખોટી હુંડીના ખોખા જ્યારે પાછા મોકલ્યા, અને તેની સાથે લખી વાળ્યું કે—'તમારી મોકલેલ હુંડી ખોટી લાગે છે. એ હુંડી લખી આપનાર ધણી સાથે જો કંઇ નાણાની લેવડ દેવડ કરી હોય, તો તેમાં દગા-બાજીની રમત જેવુંજ લાગે છે. માટે ત્યાં પુરતી તપાસ કરી, તે ધણીનો પત્તો મેળવજો અને બીજી શાહજોગ હુંડી લખાવી અમને મોકલી આપજો.' આ પ્રમાણે પાંચ હુંડીઓના ફરફરીઆ પાછા આવેલ જોઇને કરમશીભાઈ તો એક ગાંડો ઘેલોજ બની ગયો. 'બકરી કાઢવા જતાં ઉંટ પેસી ગયો.' આ ન્યાય અક્ષરે અક્ષર તેને લાગુ પડી ગયો. પેલા ચાલીશ હજારના ચાંદલો તો હજી તાજેતાજોજ હતો, તેમાં પચીશ હજારનો ઉમેરો થયો, એટલે તેનું મન એક ભુતની જેમ ભમવા લાગ્યું. તે આઠ

દિવસ સુધી તો ખાવા પીવાનું પણ ભાન ભુલી ગયો. 'પંદર વીશ દિવસમાં પરાયા હાથે લગભગ પાંસઠ હજારનો ચાંદલો થયો.' આ ચિંતાની જ્વાળા તેના અંતરમાં વિસ્તાર પામીને ક્ષણે ક્ષણે ઉછળવા લાગી. હવે અત્યારે કદાચ પેલા હંસરાજ અને હેમરાજને તે વેપારથી છુટા કરે; તો પણ તે નુકશાની ભરી આપે તેમ નજ હતું અને જેમ છે, તેમ જો ચલાવે, તો બંને ઉપર તેનો વિશ્વાસ હવે જરાપણ રહ્યો ન્હોતો. 'હવે શું કરવું ?' એ બાબતનો તે લેશમાત્ર પણ નિર્ણય કરી શકયો નહિ. પેલા પાંસઠ હજારની ચિંતાથી તેના શરીરનું અડધું લોહી સુકાઇ ગયું. અને તેનું મન બિલકુલ શુન્ય બની ગયું. પોતાના હાથે કોઇને એક પૈસો આપવા જતાં પણ જેને સાત પાંચ થઇ પડતા તે એકાએક પાંસઠ હજારની નુકશાનીથી એક માટીના પુતળા જેવો બની જાય--તેમાં નવાઇ જેવું શું છે ? જે લક્ષ્મીપર તે વિશ્વાસ રાખીને બેઠો હતો, તેજ લક્ષ્મીએ તેને દગો દઇને એક દીન જેવો બનાવી દીધો. પંદર દીવસ પછી તેનું મન કાંઇક વેપાર તરફ વળ્યું, પણ હવે તેને અગાઉ જેવો કંઇ ઉત્સાહ રહ્યો ન્હોતો.

" आये दुःखं व्यये दुःखं धिगर्थाः कष्टसंश्रयाः "

પૈસો મેળવવા જતાં પણ દુઃખ તો વેઠવુંજ પડે છે અને તેનો જો દૈવયોગે નાશ થઇ જાય--ત્યારે તો બમણું દુઃખ થાય તેમાં નવાઇજ શું ? એટલે સમજુ માણસો કહી ગયા છે કે-- ' એ પૈસાનેજ ધિક્કાર છે કે જે આવી રીતે દુઃખ દુઃખને દુઃખજ આપે છે. "

# પ્રકરણ ૧૨ મું.

## ભયંકર સ્વપ્ન.

ચાપશીભાઇની ઓળખાણથી એક મારવાડી આસામી સાથે કરમશીભાઇને ઘણા વખતથી સંબંધ ચાલ્યો આવતો હતો. તે આસામી એક મોટો વેપારી હતો. લાખોની હાર જીત તેના હાથમાંથી નીકળી ગઇ હતી. મુંબઇના મોટા મોટા વેપારીઓમાં તેનીં સારી સાખ ગણાતી હતી. એક વખત તેણે એક યુરોપીયન આસામીને બે હજાર ખાંડી ઘઉં દેવા કર્યા, તેની મુદત પુરી થવા આવી, છતાં બહારથી તેનો માલ ન આવ્યો અને આ બાજુ પેલી યુરોપીયન કંપનીએ તેને નોટીસ આપી કે--' ચોવીશ કલાકમાં અમને માલ હવાલે કરો, નહિ તો તમારા જોખમે અમને બીજે કયાંથી માલ લેવો પડશે.' આ નોટીસથી તે મારવાડીને પણ વિચાર થઇ પડયો. આ વખતે આપણા કરમશીભાઈને ત્યાં તેના આડતીયાનો પુષ્કળ માલ આવ્યો હતો, અને તેની રસીદ દેખત તેણે નાણા પણ ભરી આપ્યા હતા. એ માલ કરમશીભાઈ તે મારવાડીને આપવા કબૂલ થયો અને તેણે પેલી યુરોપીયન કંપનીને જોખી આપ્યો. પણ હીસાબમાં વાંધો પડવાથી લગભગ આઠ દશ દિવસ નીકળી ગયા. એવામાં ચાંદી અને રૂનો સટ્ટો કરતાં તે મારવાડી આસાની હદ ઉપરાંત નુકશાનીમાં આવી ગયો. ગામમાંથી નાણા તાણીને પણ જયારે એ ખાડો ભરવાનું તેને મહા મુશ્કેલ થઇ પડયું, ત્યારે તે પોતાની પેઢી બંધ

કરીને પલાયન કરી ગયો. આ તેની નુકશાનીના ખબર અગાઉથી કરમશીભાઇના કાને આવ્યા ન હતા, નહિ તો તે પોતાના નાણા ઘડીના છઠ્ઠે ભાગે ખેંચી લીધા વગર રહે ખરો કે ?

આજે પ્રભાતે પથારીમાંથી ઉઠતાંજ પ્રથમ તેણે પેલી મારવાડી આસામીની તપાસ કરવા માણસ મોકલ્યું. આ વખતે જો કે તેને હજી તે આસામીના પલાયનના સમાચાર મળ્યા ન હતા, છતાં એક ઘડી અગાઉ તેણે એક ભયંકર સ્વપ્ન જોયું અને તેથીજ તે ગભરાઇને બ્હાવરો બની ગયો હતો. એ સ્વપ્ન લગભગ અરૂણોદય વખતેજ તેના જોવામાં આવ્યું હતું, એટલે તેને અત્યારે એક ઘડીજ વ્યતીત થઇ હશે. આથી તેના મનમાં પારાવાર ધાસ્તી પેઠી અને પેલું સ્વપ્ન તેના મનની આગળ વારંવાર તર્યા કરતું હતું. સ્વપ્નની વાત પણ ઘણીવાર સાચી ઠરે છે.' આ સાંભળેલ બીનાએ તેને વધારે ભયભીત બનાવી દીધો હતો. માણસ ઉપર અચાનક મોતનો ડંકો વાગે અને તેથી તે જેમ આકુળ અને વ્યાકુળ થઇ જાય, તેમ એ 'દુઃસ્વપ્નથી કરમશીભાઇ પોતાની વિપત્તિનું વહાણ જાણે પાસેને પાસે આવતું હોય—તેમ જોઇ રહ્યા હતે. આ વિપત્તિની વાત, પોતાના કોઇ ગુરૂ પાસે પ્રકાશી સત્યાસત્યની સમજ લઇને ધીરજ મેળવે—એવું તો તેણે પ્રથમથીજ રાખ્યું ન હતું. ગુરૂના વચનપર તેને સત્ય શ્રદ્ધાજ કયાં હતી? ગુરૂના નામ અને કામનેજ તે હસી કહાડતો હતો. પરંતુ અત્યારે તો—'આ ભયંકર સ્વપ્ન મને જરૂર દુઃખનાં દિવસ દેખાડશે અને આ બાકી રહેલ થોડી ઘણી પણ સંપત્તિને લુંટી લઇને દરિદ્રતાના દાવાનળમાં મને હડસેલી મુકશે.'

આ વિચારની ગડમથલમાં તે ગોથા ખાઇ રહ્યો હતો. સ્વપ્નના વર્ણનમાં તેણે ઘણીવાર એવું સાંભળ્યું હતું કે—'પાછલી રાતનું સ્વપ્ન અને તેમાં પણ લગભગ પ્રભાત સમયનું સ્વપ્ન તો ઘણે ભાગે સાચુંજ નીવડે છે.' તેના ભયને વધારવાનું આ પણ એક સબળ કારણ હતું. સ્વપ્નમાં તેની સમક્ષ સાક્ષાત્ યમ જેવી કોઇ શ્યામમૂર્ત્તિએ આવીને પોતાની પડતીનો પાઠ કહી બતાવ્યો હોય—એવો તેને ભાસ થયો હતો. એ બીહામણી મૂર્ત્તિનું સ્મરણ થતાં તેના બધા અવયવો કંપવાની જેમ કંપી ઉઠતા હતા. 'યમ માણસને કોઇવાર દેખાવ આપે છે' એ વાતને જે અગાઉ ગપ્પંગપ્પામાં હસી કહાડતો હતો; તેજ વાત આજે તેને સવાસોળ આના સાચી ભાસવા લાગી. અત્યારસુધી જે કર્મના કાયદાને પણ એક ધતીંગજ સમજતો હતો, તેજ કરમશીભાઇ આજે કર્મના સ્વરૂપ અને વિપાકથી ભય પામવા લાગ્યો આ બધા પેલા સ્વપ્નમાં આવેલ શ્યામમૂર્ત્તિનોજ પ્રતાપ સમજવો..

વાચક! આજે કરમશીભાઇને એવું તે કેવું સ્વપ્ન આવ્યું હશે, કે જેના સ્મરણથી અત્યારે તે ભયાકુળ બનીને પોતાના ભાવી સુખને માટે પણ પૂરેપૂરો શંકિત થઇ રહ્યો છે? સાંભળોઃ—આજે પ્રભાતે ઉંઘ પુરી કરીને લગભગ તે ઉઠવાની તૈયારીમાં હતો, એવામાં જરા ઝોકું આવી જવાથી તેની આંખ મીંચાઇ ગઇ. આ વખતે એક ભયંકર શ્યામમૂર્ત્તિ તેની સમક્ષ આવીને જાણે કંઇ કહેવા માગતી હોય—એમ તેને લાગ્યું. એટલે તેનું કથન સાંભળવાને તે સ્વપ્નમાંજ સાવધાન બની ગયો. એવામાં પેલી શ્યામમૂર્ત્તિ બોલી કેઃ—

"કરમશી! પેલી માખી અને મધપુડા જેવી અત્યારે તારી દશા થવા પામી છે. ધનની આશામાં તણાઈ જઇને ન તો તું તેને બરાબર ભોગોપભોગમાં ભોગવી શકયો કે ન તો કોઇને આપીને આનંદ પામી શકયો. એટલે આખર લુંટારાના હાથે તારે લુંટાવું પડયું. જો, પ્રથમ હંસરાજે પ્રપંચજાળ પાથરીને તને એવી રીતે છેતરી લીધો કે જેમાં તું લેશમાત્ર સમજી શકયો નહિ. ત્યારપછી વળી એ ખાતર પાછળ દીવો કરવા જતાં હેમરાજે તારે માટે ખાડો ખોદ્યો અને તેમાં પણ તું પુરેપુરો ફસાયો. કદાચ તું એમ સમજતો હોઇશ—કે હંસરાજ અને હેમરાજ વેપાર કરવા ગયા અને તેથી આટલી બધી નુકશાનીમાં ઉતરવું પડયું, પણ તેવું કશું હતુંજ નહિ. ખાસ તેમણે ઇરાદાપૂર્વકજ તને લુંટયો છે. પરંતુ હવે એ કપટબાજીની શોધ કરવા જતાં તને તેનો પત્તો તો કોઇ રીતે મળી શકે તેમ છેજ નહિ. આટલું બનવા છતાં તારા જીગરમાં હજી કંઇક જોર હતું, ત્યાં આ મારવાડીની જાળ તારે માટે તૈયાર થઇ અને તેમાં તું ખરી રીતે તો ફસાઇ પણ ગયો છે. સૂર્યોદયની સાથે એ ભયંકર ખબર જયારે તારા કાને આવીને અથડાશે, ત્યારે તારી કેવી હાલત થશે—તે અત્યારે કહી શકાય તેમ નથી. ધનના ઝેરી કીડા! એ ધનના નાશની સાથે હવે તારો મદ પણ સ્વયમેવ ભસ્મ થઇને આકાશમાં ઉડી જશે. અરે પાપી પુતળા! લક્ષ્મી સિવાય તું કોની સાથે મીઠો સંબંધ રાખી શકયો છે? તારા જ્ઞાતિબંધુઓ કે જેમની પાસે પુરતા સાધનો નથી, અને જેઓ પોતાની જીંદગી પણ બહુજ સંકષ્ટથી ગુજારે છે—તેમની કંઇ કાળજી કે દરકાર કરવાનું તો દૂર રહ્યું, વળી તારા આંગણે

આવીને તારી સામે હાથ જોડી આજીજી કરનાર તારા ધર્મ-બંધુ કે જ્ઞાતિબંધુને સહાયતા આપવાની વાત પણ અલગ રહી, પરંતુ દિલમાં દયા લાવીને કોઇવાર તેમની સામે પણ રહેમ નજર કરીને તેં જોયું છે? અરે! તેટલી ઉદારતા પણ કદાચ તને ભારે થઇ પડી હોય—તો તે પણ વાત દૂર રહી. પરંતુ ખાસ તનતોડ અને જાત મહેનતથી તારી નોકરી કરનાર તારા જ્ઞાતિબંધુ કે નોકર તરફ પણ તેં કોઇવાર દયા દર્શાવી છે? તેમના હાથે હદ ઉપરાંત કામ કરાવીને તેમને પુરતો પગાર તો શું? પરંતુ પોતાની જબાનથી ઠરાવેલ પગાર પણ કોઇને પુરેપુરો ભરી આપ્યો છે? આ પ્રમાણે તેં જેવી રીતે હદ ઉપરાંતની કઠોરતાથી લક્ષ્મીની સાચી નહિ પણ કાચી કદર કરી છે, તેવી રીતે લક્ષ્મીદેવી પણ કસી કસીને તારી કદર જો ન બુઝે—તો ખરેખર! એ દેવીના શિરપર પણ સદાને માટે એક શ્યામ લાંછન રહી જાય. અને એ દેવીની કડવી કદરથીજ તું કદાચ હવે થોડા વખતમાં દીન અને દરિદ્ર થઇ જાય—તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. પોતાના ધર્મની ઉન્નતિ કરવા આજે કેટલાએ શ્રીમંતો હજારો રૂપિઆ વાપરીને પોતાની નામનાને અચળ કરે છે. વળી પોતાના દેશ કે જ્ઞાતિને સારી સ્થિતિપર લાવવા આજે સંખ્યાબંધ શ્રીમંતો હજારો અને લાખો રૂપીઆ કુરબાન કરે છે. તે પ્રમાણે તેં તારી લક્ષ્મીમાંથી પોતાના દેશ કે જ્ઞાતિને માટે કેટલો ભોગ આપ્યો છે? તેમ કરવા જતાં તો વખતસર લક્ષ્મીદેવીનું અપમાન થઇ જાય—એવી તારા ભેજામાં ભ્રાંતિ ભરાઇ ગઇ છે. નરાધમ! માનથી દાન કરવાનું તો દૂર રહ્યું. પરંતુ તેવા દીનબંધુઓ કે યાચક લોકો

સામે તું મીઠી જબાન પણ વાપરી શકયો છે? એ તારી હદપારની કેટલી બધી નીચતા? તારા હૃદયમાં ભરપુર ઝેરજ ભરેલું છે, એટલે પછી મુખમાં મીઠાશ કયાંથી આવે? એ તારા ઝેરી વિચારો અને આચારોજ તને હવે હળવે હળવે સંતાપના ઉંડા ખાડામાં ઉતારતા જશે અને તેનો ક્રમે ક્રમે કડવો અનુભવ પણ તને મળતો જશે. પાપાત્મા! દુનીયામાં અસ્તોદયના સંખ્યાબંધ દાખલા નજરે જોયા છતાં ધોળે દિવસે તું તારી આંખે પાટા બાંધીને બેઠો હતો પણ તે કુંભકર્ણના જેવી તારી ઉંઘ હવે કેટલી ઘડી? બસ, હવે એક બે ઘડીમાંજ તારી આંખ ઉઘડી જશે અને તે પછી જ્યારે તું ચારે બાજુ નજર કરીને જોઇશ, તો તને માત્ર અંધકારજ દેખાશે. તારે માટે હવે દુનીયામાં સુખ—પ્રકાશ છેજ નહિ. કુદરત પોતેજ તને ઇન્સાફ આપવાને તૈયાર થઇ છે, તો એવું તે કયું પુણ્યનું કામ તેં અંતરના ઉત્સાહથી કર્યું છે કે જે અત્યારે આડે આવીને તને બચાવે? નરનાગ! એક ઝેરી નાગની જેમ તારામાં માત્ર ઝેરજ ભરેલું છે, તો દુનીયાને મીઠો પ્રેમ કે દયા તું કયાંથી દર્શાવી કે આપી શકે? અમૃત જેવો ઉપદેશ પણ તને ઝેરરૂપે પરિણમ્યો છે. સર્પને દુધ પાવાથી કંઇ ઝેર તેમાંથી દુર થઇ શકવાનું છે? જો, આ શ્લોક તારા જેવા કાળા નાગની ખાતરજ કહેવામાં આવેલ છેઃ—

" उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शांतये
पयःपानं भुजंगानां केवलं विषवर्द्धनम् " ॥

એટલે—'સર્પને દુધ પાવા જતાં જેમ તેમાં વિષ કમી થવાને બદલે વધારો થાય છે, તેમ તારા જેવા મૂર્ખશિરોમણિ માણસોને

આપવામાં આવેલ ઉપદેશથી હિતને બદલે અહિતજ થવા પામે છે.' તેં આ મોંઘો મનુષ્યનો જન્મ લીધો તેને બદલે કોઇ નિબિડ જંગલમાં વૃક્ષ થયો હોત, તો પક્ષીઓને તો કામ આવત. અથવા સંગેમરમરની ખાણમાં કોઇ રૂપાળો પત્થરો થયો હોત, તો રમણીય રાજમંદિર કે દેવમંદિરમાં તો કામે લાગત. આટલેથીજ તારી નીચતા કાંઇ નાબુદ તો થવાનીજ નથી. હજી તારા હાથે થવાના કાળાં કૃત્યો તારી કર્મ-કથાના વર્ણનમાં વધારારૂપજ થશે. તને પ્રાપ્ત થયેલ લક્ષ્મીનો તું માલીક તરીકે દાવો ધરાવતો હતો, એજ તારી મોટામાં મોટી મૂર્ખાઇ હતી. તું તેનો માલીક ન્હોતો, પણ તેનો એક પાંચ કદીયાના કિંકર જેવો નોકર હતો, અને જયારે તું તેનો એક દાસ હતો, તો પછી તે લક્ષ્મીદેવી પોતાની મરજી પ્રમાણે ગમે ત્યાં ચાલી જાય, તેમાં તારી બરજોરી શું કામ આવવાની હતી? સારા કામને માટે દાન કરતા દાનવીરોને અનુમોદન આપવાને બદલે ઉલટા તેમને દાનથી અટકાવવાને તારી લવારી કુંકવામાં કંઇ બાકી રાખી છે? તો પછી તારા પોતાંના હાથમાંથી તો એક ખોટી દમડી પણ શાની સરી શકે? અને કદાચ, ભૂલેચુકે સરી જાય— તો રાત્રે નિદ્રાદેવી આવીને તને આલિંગન પણ કરે ખરી કે? એક દમડી પાછળ તને બે ચાર તો ઉજાગરા કરવા પડે. દોરંગી દુનીયા ભલે તને દેખતો માની લે, પરંતુ કુદરતની નજર આગળ તો તું સારાસારને જોઇ શકતો નથી, માટે એક અંધ જેવો અને હિતશિક્ષાને શ્રવણ કરી શકતો નથી—માટે એક બ્હેરા જેવોજ ઠરી ચુકયો છે. તારા જેવા પુત્રથી માતા પુત્રવતી કહેવાય—તે કરતાં તો તે વાંઝણી રહે તો વધારે સારૂં. જો, એક મહાત્મા કહી ગયા છે કે:—

"જનની જણજે ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, નહિ ગુમાવીશ નૂર."

તને જન્મ આપીને તારી જનેતાએ તો ખરેખર! પોતાનું નૂર ગુમાવ્યું—એમ કહીએ તો ચાલે. તારા જેવા કૃપણશિરોમણિના કરમાં આવી પડવાથી લક્ષ્મીદેવી પોતે પણ અપવિત્ર થઇ હશે, અને તેથી ગંગા, યમુના અને સરસ્વતીના ત્રિવેણીસંગમમાં સ્નાન કરીને વખતસર તેને શુદ્ધ થવું પડશે. એ દેવીના જેઓ દાસ થઇને દબાઇ રહે છે, તેમની ગતિ આખિર તારા જેવીજ થાય છે. જે ઇન્સાન ઉપર કુદરતની કફામરજી થાય, તે પોતાના બચાવનો રસ્તો કયાં જઇને શોધે? તારી ઉપર પણ કુદરતની હવે કફામરજી થઇ છે, અને તેથી હવે તું કદાચ ચાલાકીથી કામ કરવા જઇશ, તો પણ તને તો તેમાં ઠોકરજ વાગશે. ઘડી ઘડી હવે તારા નશીબનો રંગ બદલાતો જશે અને તેથી તારા અંતરંગનો રંગ પણ એકસરખો રહી શકશેજ નહિ. દુનીયામાં કસ્તુરી અને કોલસાનો એકસરખો રંગ છે. તેથી તું કોલસા જેવો હોવા છતાં કસ્તુરીમાં ખપવા માગતો હતો કેમ? પણ અરે મુરખના શિરદાર! દુનીયામાં કયાં તારા જેવા બધા નાક વિનાના માણસો છે? કે જેથી તેઓ કસ્તુરી અને કોલસાને એકસરખા માની લે. શું તેઓ સુગંધ ઉપરથી પણ કસ્તુરીની કીંમત આંકી નહિ શકે એમ? ઘુવડ દિવસે આંધળો હોય છે અને તેથી તે તેજસ્વી દિવાકરને દેખી શકતો નથી. એટલે શું તમામ પ્રાણી અને મનુષ્યો સૂર્યના ઝગમગતા તેજને નાકબૂલ કરીને બેસી રહેશે? નહિ, એ તેજસ્વી મૂર્ત્તિ કદીપણ કોઇ રીતે છુપી રહી શકે તેમ

નથી. કેટલાક કઠણમાં કઠણ પરમાણુઓ વિધાતાના ખજાનામાં ઘણા વખતથી વાસી પડયા હશે, અને તેનો બીજે કયાં ઉપયોગ ન થઇ શકવાથી વખતસર તે શ્યામ અને કર્કશ પરમાણુઓથી વિધાતાએ તારૂં હૃદય બનાવ્યું હશે—એમ કલ્પના થઇ શકે છે. કપટકળાના ભંડાર! તારી કપટરૂપ કાચી માટીનો ઘડો હવે લગભગ ફુટીજ ગયો છે અને તેમાં ભરેલ પાપરૂપ ઝેર ઉછળી ઉછળીને તને પગલે પગલે ત્રાસનો પોકાર કરાવશે. ચંડાલ! તું તારા પાપવૃક્ષનું ફળ બરાબર રીતે ભોગવીને દુનીયાને માટે એક દૃષ્ટાંતરૂપ થાય—એટલા માટેજ કુદરત તને અત્યારસુધી જીવતો રાખી બેઠી છે. નહિ તો આમ ખુલ્લી રીતે તે તને નિર્ભય થઇને એક પગલું પણ ફરવા દે ખરી કે? દુનીયામાં તારા જેવા પાપી શયતાનોને તેમના કાતીલ કર્મનું કડવું ફળ, આવતા ભવને બદલે તેજ ભવમાં મળવું જોઇએ, અને તે એટલા માટે કે—રાવણ કરતાં પણ વધારે અભિમાનને માન આપનાર કેટલાક નર-રાક્ષસોને એક પ્રકારનો ગેબી બોધ મળે અને વખતસર તેઓ પોતાના પાપમાર્ગથી નિવૃત્ત થઇને બચવા પામે. વળી કેટલાક નાસ્તિક જનો પોતાની ખોટી હઠથી પાછા હઠીને આસ્તિક બને, તેમજ કેટલાક શુષ્ક બ્રહ્મવાદીઓ પોતાની ધૂર્તતાના ધતીંગનો ત્યાગ કરીને સાચેસાચા બ્રહ્મવાદી બની આત્મસાધન કરવા તત્પર થાય. વિવેકના વૈરી! ઉત્તમ કુળ અને ધર્મ, માણસને ઘણીવાર પોતાની અનુપમ ટેકની યાદી અપાવે છે. અને જેને લીધે મનુષ્ય પોતાના કુળ—ધર્મની મર્યાદામાં રહીને પવિત્ર ગુણો જાળવી રાખી શકે છે. પરંતુ તું તો કુળ—ધર્મની કુલીનતાને

જોઇને પણ પોતાની ફરજ તરફ લક્ષ્ય આપીને તે લેશ પણ બજાવી શકયો નહિ. જો કે અત્યારે તને આવી શિખામણની સૂચના આપવી—તે બિલકુલ નિરર્થક જ છે અને તેથી લેશમાત્ર પણ તને અસર થાય—એમ તો સંભવતુંજ નથી, તથાપિ તારા જેવા પાપી પિશાચોને આવા ભયંકર પ્રસંગ વારંવાર પ્રાપ્ત થાય છે—એવો કુદરતી નિયમ છે. આવો પ્રસંગ આવતાં વખતસર કોઇ હજારમાં એકાદ પુરૂષ પોતાના અધમ આચાર—વિચારને સુધારી પણ શકે છે. નાદાન ! દાન—પુણ્યની દોરડી વિના તું લક્ષ્મીને બાંધીને રાખવા ગયો, પણ તેથી તો તને ઉલટો પારાવાર સંતાપનોજ પ્રસંગ આવીને ઉપસ્થિત થયો. કમળ હમેશાં દુનીયાને સુગંધ આપવાનેજ પ્રફુલ્લિત થાય છે; છતાં કોઇવાર મસ્ત મધુકરને તે બંધનરૂપ પણ થઇ પડે છે. તેમ અખુટ પુણ્ય બાંધવાના કારણરૂપ છતાં તે લક્ષ્મી તને તો માત્ર એક સંતાપના સમૂહરૂપજ થઇ પડી. આજે પ્રભાતે સૂર્યોદય થતાં રવિતેજ વિસ્તાર પામીને પૃથ્વીપર જેમ જેમ પ્રચંડ થતું જશે, તેમ તેમ તારા અંતઃકરણમાં શોકની સાથે ઘોર અંધકાર વિસ્તૃત થઇને ઓતપ્રોત થઇ જશે."

બસ, આ ઉપરના છેલ્લા શબ્દો બોલતાં બોલતાં પેલી શ્યામમૂર્ત્તિ એકદમ અદૃશ્ય થઇ ગઇ. કરમશીભાઇના નેત્રોએ તો તે મૂર્ત્તિનું ભીષણ સ્વરૂપ જોયું કે નહિ, તે અમે કશું કહી શકતા નથી, પરંતુ તેનું મન તો તે સ્વરૂપ બરાબર જોઇનેજ બેઠું હતું. તે મૂર્ત્તિ જાણે પોતાની મનોભૂમિમાં ગમનાગમન કર્યા કરે છે—એમ તે અત્યારે પણ ધાસ્તીથી જોઇ શકતો હતો. પેલી મૂર્ત્તિ અદૃશ્ય થતાંજ કરમશીભાઇની આંખ ઉઘડી ગઇ.

એટલે પ્રથમ તો તે પોતાની રૂમની ચારે બાજુ બારીકાઇથી જોવા લાગ્યો, છતાં ત્યાં કોઇ આવીને ગયું હોય, એવી તે ખાત્રી કરી શકયો નહિ. તથાપિ પેલી મૂર્ત્તિને તે પોતાની આંખો બંધ રાખીને પણ બરાબર જોઇ શકતો હતો. છેવટે 'આ બધી સ્વપ્નની વાત છે—તે વખતસર જો સાચી ઠરે, એટલે પછી મારે માટે તો તે એક ભયંકર બાબતજ છે.' એમ ધારીને તેણે પ્રથમ તો પેલા મારવાડીની તપાસ કરવા માણસ મોકલ્યું—જે પ્રથમ આપણે વાંચી આવ્યા છીએ. તે પોતે તો હજી એજ સ્વપ્નના વિચારમાં ગુંથાઇને બેઠો હતો, એવામાં પેલા માણસે આવી કહ્યું કે—'શેઠજી! તે મારવાડીની પેઢી હજી બંધ છે, અત્યારસુધી તે શા કારણથી બંધ પડી છે, તેનો કોઇ ખુલાસો આપતું નથી. પણ આવવાં આવતાં રસ્તામાં એક દલાલના મુખથી એવી વાત સાંભળવામાં આવી કે—'એ મારવાડી ગંજાવર નુકશાનીને લીધે રાતોરાત પોબારા ગણી ગયો છે. અત્યારે કોણ જાણે તે કયા પ્રદેશની ભૂમિને અલંકૃત કરતો હશે.' છતાં એ વાત હજી બરાબર સહુના જાણવામાં આવી નથી, ત્યાંસુધી તે સાચી હશે કે કેમ? તેનો ચોક્કસ નિર્ણય બાંધી શકાય નહિ.'

તેના આ ખુલાસાથી શેઠના મનની શંકા દુર થઇ શકી નહિ. પેલું બીહામણું સ્વપ્ન તેણે તરતનું જોયેલું, એટલે તેની શંકામાં ક્ષણે ક્ષણે વધારો થતો ગયો. એવામાં એક કલાક પછી એવી અફવા ઉડી કે—'..............................મારવાડી પોતાની પેઢી બંધ કરીને કયાં પલાયન કરી ગયો.' આ દુઃખદાયક સમાચાર તે જાતે મારવાડી બજારમાં જઇને સાંભળી આવ્યો હતો, એટલે

હવે તો તેને શંકા કરવાનું કંઇ કારણુજ ન રહ્યું. જ્યારે એ ભયંકર ખબર પ્રથમ તેના કાને આવી, ત્યારે તે બિચારાને ચક્કર આવી ગયા, પણ સુભાગ્યયોગે તે વખતે સાથે એક માણસ હોવાથી તેણે પાણી લાવીને તરત શેઠના કપાળે છાંટયું, એટલે દશ મિનીટ પછી કંઇક શુદ્ધિ આવી. પછી એક ભાડુતી ગાડીમાં બેસારીને શેઠને તેણે ઘર ભેગો કર્યો. આ બનાવથી કરમશીભાઇને આઠ દિવસ સખ્ત તાપ આવી ગયો, અને તેથી તેટલો વખત તે માત્ર પથારી-માંજ પડયો રહ્યો.

'હવે મારૂં શું થશે? માગનાર આડતીઆઓને હું શું મ્હોડું દેખાડીશ?' એક બાજુ આ ચિંતા તેને લાગુ પડી અને બીજી બાજુ પેલા સ્વપ્નના ભણકારા તેના અંતરમાં ઉછાળા મારી રહ્યા હતા. તેથી ભવિષ્યને માટે તેને કોઇ જાતનો વિશ્વાસ બેસે—તેમ પણ ન હતું. પેલા સ્વપ્નની વાત હવે તો તેને સોએ સો ટકા સાચી ભાસવા લાગી, તેથી તે પગલે પગલે હવે ભયની શંકા રાખવા લાગ્યો. અચાનક ધનનાશના ધક્કાથી તેનું શરીર એક રોગીના જેવું ક્ષીણ અને ફીકકું પડી ગયું. ઉઠતાં બેસતાં તેની આંખે અંધારી આવવા લાગી. આઠ દિવસ પછી વખારપર આવી તે મારવાડીનું ખાતું તપાસતાં બીજા પણ દશ હજાર રૂપીઆ તેનાપર લેણા નીકળ્યા. તેથી તો વળી તેના સંતાપમાં ઓર વિશેષ વધારો થયો. મારવાડી તરફથી બધી નુકશાનીનો હિસાબ ગણતાં લગભગ પોણા લાખ રૂપીઆ કરતાં વધારે રકમ થઇ. આ પોતાના કર્મની કથા તે કયાં જઇને પોકારે? હજી પોતાના દશ પંદર આડ-તીયાના લગભગ પોણો લાખ રૂપીઆ તો તેનાપર લેણા નીકળતા

હતા. તેમનો માલ વેચાઇ ગયો હતો, પણ બાકીનો હિસાબ ચુકતે કરવામાં આવ્યો ન હતો. તેથી તેમના તગાદાના દરરોજ કાગળો આવતા હતા. આ બધા વિચારો અને ચિંતાથી તેનું મગજ અત્યારે અત્યંત ભયભ્રાંત બની ગયું—

"હવે મારી શી દશા થશે? નાણાની પુરતી છુટ કે સગવડ વગર માથું ઉંચે કરીને ચાલવું પણ મુશ્કેલ થઇ પડશે. અહા! આવી ખબર હોત, તો અગાઉથીજ વેપલો વીંટીને ઘરમાં બેસી રહેત, પણ આ તો બાજી પુરેપુરી બગડી ગઇ,—એટલે હવે ડહાપણ ડોળવા જાઉં, તે શું કામ આવે? અરે! પેલું ભયંકર સ્વપ્ન પણ જો આઠ દશ દિવસ અગાઉ મારા જોવામાં આવ્યું હોત; તો પણ હું બરાબર સાવધાન બની ચેતીનેજ ચાલત, પરંતુ તેમ પણ ન બન્યું. હવે તો પારાવાર પડતીનો પહાડ એકદમ મારાપર તુટી પડયો. અહા! લક્ષ્મી! વિશ્વાસઘાત કરનાર લક્ષ્મી! વેશ્યાના જેવી બનાવટી બાજી રમનાર નાદાન લક્ષ્મી! તારા ભરોંસે રહેનારને તું આવી રીતે ઇસારો કરીને ચાલ્રી જાય છે કે? આવી જો મને અગાઉથી ખબર હોત; તો લોખંડની તીજોરીરૂપ કેદખાનામાંથી કોઇવાર તને સૂર્યનો પ્રકાશ પણ ન દેખાડત. પણ અરે! આ બધો મારો વાંક કે મારા કર્મનો? અથવા પેલ્રી દગાબાજ લક્ષ્મીનો વાંક કે વિધાતાનો? નહિ, નહિ, પેલા ભયંકર સ્વપ્નથીજ મારી આવી દુર્દશા થવા પામી છે. તેમાં પણ પેલ્રી શ્યામમૂર્ત્તિએ મને જે એક ફિટકાર જેવા બોલ સંભળાવ્યા છે. તેથી તો વળી એમજ ભાસે છે કે—એ કૃષ્ણમૂર્ત્તિએજ વખતસર અદૃશ્ય રહીને મારી

ઉપર દુઃખનો ડુંગર પડતો મુકી દીધો હશે. પણ હવે તે પણ ક્યાં શોધી જડે તેમ છે? અહા! નફ્ટ નશીબ! દયાનું તો તારામાં નામ પણ નથી. માત્ર દુનીયાને સતાવવાનોજ તું ઇજારો લઇને બેઠો હોય—એમ લાગે છે. તારા વિશ્વાસે રહેલા માણસોને અધ-વચ લટકાવીને દોરી કાપી નાખવાનોજ તું ધંધો માંડી બેઠો છે. માટે નીચ! તને કોટિવાર ધિક્કાર છે. સતીઓને સંકટમાં નાખનાર અને મહાત્માઓના માથે વિપત્તિનો વરસાદ વરસાવનાર પણ તું પોતેજ હતો. ખરેખર! મનુષ્ય કુદરતી રીતે પ્રાપ્ત થયેલ સુખમાં સંતોષ ન માનતાં તે ભવિષ્યને માટે પોતાના મનો-રથના મોટા મહેલ બાંધવા મંડી પડે છે, અને તેથી ભૂતકાળમાં પ્રાપ્ત થયેલ સુખને વખતસર તે પોતેજ ગુમાવી બેસતો હશે. એવા પણ ઘણા બનાવો જોવામાં અને સાંભળવામાં આવી ગયા છે. પેલા શીયાળને અનાયાસે પ્રાપ્ત થયેલ માંસથી સંતોષ ન થયો અને વધારે આશામાં તણાઇને તે માંસ ત્યાં મુકી સરોવરમાં મત્સ્યને પકડવા દોડયો. એવામાં પેલું માંસ બાજપક્ષી લઇ ગયું અને માછલું સરોવરના જળમાં સંતાઇ ગયું—એટલે તે બિચારો "अतो भ्रष्टस्ततो भ्रष्टः" અર્થાત્ બંને બાજુથી ભ્રષ્ટ થયો. આવા અણીના વખતે મને મદદ કરે—એવો સંબંધી કે સન્મિત્ર પણ કોણ છે? ચાપશીભાઇ તો પ્રથમથીજ કંટાળીને અલગ થઇ ગયા, એટલે તે અત્યારે આવડી મોટી રકમને માટે માનીને કોઇ રીતે પગ માંડે—તેમ તો સંભવતુંજ નથી. તેમ અત્યારે હું મોટી નુકશાનીમાં આવી પડયો છું, તે બંદરના તમામ વેપારીઓ બધું બરાબર દીવા જેવું જાણે છે—એટલે તે પણ પચાશ સાઠ હજાર ધીરીને ધીરજ આપે —એવો

પણ ભરોસો નથી. અહા! ત્યારે તો હવે મારે અહીંથી ભાગવું પણ ભારે થઇ પડશે. અરે! આવો વસમો વખત મારે માટે? સ્વપ્ને પણ જેની શંકા ન હતી, તે આફત અણધારી આવીને આજે મારી નજર આગળ ખડી છે. નાક તો ગયું, પણ તેની સાથે માથું ન જાય તો સારૂં. હવે ગયો વખત સ્વપ્ને પણ પાછો જોવામાં આવે—એમ તો બનવુંજ અશક્ય છે. ત્યારે શું એ સુખની સાથે આ જીવનની પણ આશા મુકી દઉં? શા માટે? '**जीवन्भद्राणि पश्यति**' એટલે 'જીવતો માણસ વખતસર સુખ પામી શકે છે."

એ પ્રમાણે કરમશીભાઇ અત્યારે પોતાના કર્મને દોષ દે કે લક્ષ્મી યા વિધાતાને દોષ દે, અથવા પેલા ભયંકર સ્વપ્નને દોષ દે કે તેમાં ઉપસ્થિત થયેલ પેલી કૃષ્ણમૂર્ત્તિને દોષ દે—તથાપિ તેની બગડેલ બાજી હવે કોઇ રીતે સુધરી શકે—તેમ તો છેજ નહિ. પાણી પસાર થઇ ગયા પછી પાળ બાંધવાનો વિચાર કરવો—તે પણ એક જાતની મૂર્ખાઇ છે.

આજે આઠ દશ દિવસ થયા પેલા માગનાર આડતીઆઓના દરરોજ તગાદાના કાગળો આવ્યા કરતા હતા, પણ તેમને કાંઇ જવાબ લખવામાં આવેલ ન હતો. તેથી 'વખતસર તે અહીં આવી પહોંચે, એટલે તો પછી તેઓ મારા માથાપર એક વાળ પણ શાનો રહેવા દે?' એમ ધારીને તેણે પોતાના કુટંબને કચ્છ તરફ રવાનો કર્યો અને પોત થોડા વખતને માટે મુંબઇની આસપાસ એક ગુપ્તસ્થાન શોધીને રહ્યો.

'' **नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण** ''

એટલે—'ચક્ર—પૈડાના આરાની જેમ મનુષ્યની દશા અણધારી નીચે અને ઉંચે થયા કરે છે.'

---

# પ્રકરણ ૧૩ મું.

---

## લક્ષ્મીબાઇનું લીલામ.

વાચક! કરમશીભાઇનું અત્યારે ત્રીજું ઘર હતું. બીજા ઘરની તેને એક લક્ષ્મી નામની કન્યા કે જેને અત્યારે લગભગ પંદર વરસ થવા આવ્યા હતા. તેનું પ્રથમથીજ તેણે સગપણ કર્યું ન હતું. સગપણ ન કરવામાં તેનો એવો હેતુ સમાયેલો હતો કે—'વખતસર વિપત્તિનું વાદળ માથે ચડી આવે, તો તે વખતે આ સજીવન હુંડી વટાવવી ઠીક પડે. અથવા તો કન્યા મોટી થતાં ખાનગીમાં પાંચ દશ હજારની રકમ આપનાર કોઇ માઇનો લાલ મળી જાય—તો પણ બસ છે.' આથી તે ધીરજ ધરીને બેઠો હતો. સગપણ માટે લગભગ બે ચાર વરસથી ઘણા ખાનદાન કુટંબો એ કન્યાની માગણી કરી ગયા હતા, પણ તેના અંતરની ઉમેદ પાર ન પડે, ત્યાંસુધી તે કન્યા વરાવે પણ શાની? તેના સગાસંબંધીઓએ પણ ઘણીવાર તેને એવી ભલામણ કરી હતી કે:—"શેઠ! કન્યા મોટી થઇ છે. માટે હવે તેને યોગ્ય ઘરે વરાવી પરણાવીને નિશ્ચિંત થાઓ. અમે સંબંધી રહ્યા, એટલે હવે તો અમને પણ જવાબ આપવો મુશ્કેલ થઇ પડે છે." આવી ભલામણને તે ઘણીવાર તો મનમાંજ હસી કહાડતો હતો. વળી કોઇવાર તેમને એવો જવાબ પણ આપી દેતો કે:—'કન્યા જેવી વ્હાલામાં વ્હાલી ચીજ—તે શું વર કે ઘરની બરાબર તપાસ અને પસંદગી કર્યા વિના ગમે તેવાને આપી

કહેવાય ખરી કે? કન્યા બે વરસ મોટી થઇ જાય—તો હરકત નહિ, પણ વર—ઘરની મનમાનતી પસંદગી વિના તો મારે જરા-વવીજ નથી.' પોતાના પૈસાની લાલચ તે તેમની આગળ કંઇ ખુલ્લી રીતે પ્રકાશી શકે ખરો? વળી એ કન્યા ખરેખર! એક રંભા જેવી રૂપવતી હતી. મોટા મોટા કરોડપતિની કન્યા-ઓને પણ તે એક વખત શરમાવે તેવી હતી. જ્યારે તે પોતાના શરીરપર સુંદર વસ્ત્ર અને અલંકાર પહેરતી, ત્યારે તો એક રાજકન્યા પણ તેના સૌંદર્યથી શરમાઇને સંતાઇ જાય—તેવી ભાસતી હતી. તેનો કોમળ અને શરમાળ સ્વભાવ તથા તેની સહનશીલતા—વિગેરે કુલીન સ્ત્રીને છાજતા કેટલાક ગુણો ઘણુા-ખરા પરિચિત કુટંબોમાં બહુજ વખણાતા હતા. તેથી કેટલાક શ્રીમંતોએ તો તેને બે પાંચ હજારની લાલચ પણ બતાવી હતી, પરંતુ આઠ દશ હજાર કરતાં ઓછું લેવાની તેની ઉમેદજ ન હતી. એ લક્ષ્મી તો ખરેખર! એક લક્ષ્મી જેવીજ હતી. તેણે સાધારણ ગુજરાતી બે ત્રણ ચોપડીનો અભ્યાસ પણ કરી લીધો હતો. તે લગભગ ચૌદ વરસની થઇ, ત્યારથી તેને એવી, સંસારી વાતમાં જરા સમજ પડતી હતી અને તેથી પોતાને માટે થતી વાતો તેણે ઘણીવાર છાની રહીને સાંભળી પણ લીધી હતી. એક વખત તેની ઓરમાન માતા અને શેઠ એજ બાબ-તની વાતચીત કરતા હતા, તે વખતે લક્ષ્મી કંઇ ઘરના કામને માટે ત્યાંથી નીકળી, અને પોતાની વાત માટે તેને વ્હેમ પડવાથી કમાડની પાછળ તે છાની રીતે ઉભી રહી. તે વખતે શેઠાણીએ શેઠને કહ્યું કે—" આપણી લક્ષ્મી આવડી મોટી થઇ છતાં હજી

તેને વરાવતા કે પરણાવતા કેમ નથી? આપણી નાતમાં શું વર કે ઘરનો કાંઈ તોટો છે? એ બિચારીને પણ સંસારસુખની આશા તો હોયજ ને? વળી કન્યા મોટી છતાં જો વરાવીએ કે પરણાવીએ નહિ, તો નાતમાં ઘર ઘર વાતોના ગપાટા શરૂ થાય. માણસોના મ્હોડે કાંઇ પોતા દેવાય છે? રોજ પાંચ દશ વખત તો મારા કાને પણ એવી વાતો આવીને અથડાય છે. હું તે કેટલાને જવાબ આપું? કોઇ તો એમ કહે છે કે—'તમારી લક્ષ્મી બહુ લાડકી છે, એટલે લખપતિ શિવાય તો તમારૂં મન પણ શાનું માને?' વળી કોઇ એવું કહે છે કે—'તમારી લક્ષ્મી સાક્ષાત્ જાણે લક્ષ્મીદેવી જેવી છે, એટલે તેને માટે તો કૃષ્ણ કનૈયા જેવો કોઇ ત્રણ ખંડનો ધણી મુરતીયો જોઇશે. અને કદાચ તેવો હાલમાં તૈયાર નહિ હોય, તો વખતસર વિધાતા તે બનાવે, તેટલો વખત તમે તેની રાહ જોઇને પણ બેસી રહેશો ખરા. હમણા આપણી જ્ઞાતિમાં તેવા મુરતીયા મળવા પણ મુશ્કેલ છે.' કોઇક તો એટલી હદસુધી સંભળાવે છે કે—'નાતમાં કન્યાઓની કયાં ખોટ પડી છે કે તમને બરાબર ભારોભાર નગદ નાણા તોળ્યા મળી જાય? બીજી કન્યા કદાચ તમારી લક્ષ્મી જેવી રૂપાળી નહિ હોય—તો રાધા જેવી હશે. પૈસા કાંઇ વાવ્યા ઉગતા નથી. નહિ તો એ સજીવન લક્ષ્મીના વખતસર તમને તેટલા મનમાનતા દામ પણ મળી શકે.' કેટલીક વયોવૃદ્ધ બૈરીઓ તો બધાની આગળ ખુલ્લે મ્હોડે પોતાની મરજી પ્રમાણે આંખો મીંચીને એટલે સુધી સંભળાવ્યા કરે છે કે—'એ લક્ષ્મી તો એમની એકની એક લાડકી કન્યા છે, તેથી એને પરાધીન બનાવીને શેઠ કાંઇ પારકા

ઘરનું પાણી થોડુંજ ભરાવે? એ તો એવો કોઈ બાર વરસનો બેટો ઘરજમાઇ ગોતી લેશે, કે જેથી છોકરી પણ સુખી થાય અને પોતાના ઘરનું પણ નામ રહે. વળી એ છોકરાને સામે કોઇ તાણનાર કે પુછનાર પણ ન હોય એવો સાક્ષાત્ સ્વતંત્ર મુરતીયો શોધી લાવશે, કે જેથી પંદર હજારની પહેરામણી કરે, તો પણ તે પોતાના ઘરમાંને ઘરમાંજ સહીસલામત રહે.' આવી આવી ગામની ડોસીઓની વાતો સાંભળીને તેનો જવાબ દેવાને મારી તો હવે જીભ પણ ઉપડતી નથી. તમે શા કારણથી લક્ષ્મીને ઠેકાણે પાડતા નથી, તે પણ કોઈવાર મને વાત કરી નથી. ખરેખર! એ બિચારીનું સુખ તો હવે તમારાજ હાથમાં રહ્યું છે."

આ પ્રમાણે પોતાની સ્ત્રીનું વર્ણન સાંભળીને કરમશીભાઇ શાંત રહી શકયો નહિ. તરત તે પોતાના સ્વાર્થની સડકપર ઉતરી પડયો કે—"રાંડ! તું એટલાબધા તે પોથા કયાં જઇને ઉથલાવી આવી છે કે મારી આગળ પણ આવડું દોઢ ગજનું ડહાપણ ડોળવા મંડી પડી? તું સ્ત્રીજાત આવી ગંભીર બાબતમાં શું સમજી શકે? જો, કન્યા---એ સાક્ષાત્ અમુકમુદતની શાહજોગ અને સજીવન એક પ્રકારની હુંડીજ છે. આજે આપણી જ્ઞાતિમાં સંખ્યાબંધ માણસો પોતાની મરજીમાં આવે ત્યારે એ હુંડી વટાવીને મનમાનતા નાણા વસુલ કરે છે. આવો અણધાર્યો લાભ જો વિના પ્રયાસે મળી જતો હોય—તો શા માટે તે જતો કરવો? અત્યારે કદાચ આપણી સારી હાલત છે, તેથી પાંચ માણસોના દેખતાં જો પાંચ પૈસા લેવા જઇએ, તો નાતના નવરા માણસો પગલે પગલે આપણા ગીત ગાવા મંડી જાય. માટે એ હુંડી આપણે ખાનગી રીતે વટાવીશું, એટલે

પછી જગત જખ મારે છે. અરે પણ રાંડ! જોજે હો, સ્ત્રી જાતની મતિ પાનીએ હોય. તેથી આવી વાતને તે દબાવીને પોતાના દિલમાં રાખી શકતી નથી. તેથી રખે તું પણ રજનું ગજ કરીને મારી આબરૂના કાંકરા કરે. દિલની વાત દુનીયાના જાણુવામાં ન આવે, એટલા માટે તો અત્યાર સુધી એ વાત હું તારાથી પણ છાની રાખીને બેઠો હતો. છતાં તે આજે તારા આગ્રહથી પ્રગટ કરી છે. પણ તેનું પરિણામ મને શરમાવનારૂં ન આવે, તે જરા ધ્યાન રાખજે."

એ રીતે તેમની વચ્ચે થતી વાતચીત લક્ષ્મીએ બરાબર ધ્યાન દઇને એક કાને સાંભળી લીધી. અને તેથી પોતાની ઓરમાન માતાની તથા પોતાના પિતાની પોતાને માટે કેવી મીઠી—કડવી લાગણી છે—તે પણ અનાયાસે તેના જાણુવામાં આવી ગઇ. પોતાના પતિના કડવા અને સ્વાર્થી વિચાર સાંભળીને તેની સ્ત્રી રતનબાઇ પણ ગંભીર વિચારમાં પડી ગઇ કે—'અહા! પોતાની એકની એક પુત્રી તરફ પણ કેટલી બધી નિર્દયતા? પોતાના ઘરની સારી હાલત છતાં કેવી અયોગ્ય લાલચ? પ્રભુ, આવા ઘાતકી વિચાર કરનારા માણસોને તેવું પાપ કરતાં બચાવે.'

લક્ષ્મી તો બિચારી અનાથ અને ગરીબડી. એટલે તે અત્યારે બોલી પણ શું શકે? પિતાના ઝેરી સ્વાર્થની વાત સાંભળતાં તેના મનમાં એક પ્રકારની ધાસ્તી પેઠી. પોતાના બાપના સ્વાર્થી સ્વભાવથી તે લેશ પણ અજાણી ન હતી. તેથી તેને થોડી ઘણી ખાત્રી પણ થઇ ગઇ કે—'પોતાનો સ્વાર્થ સાધવાની ખાતર મારો બાપ વખતસર મને કોઇ એવા ઉંડા ખાડામાં ઉતારી

દેશે કે જ્યાં મારે માટે સુખ—શાંતિનું નામ કે નિશાન પણ નહિ હોય.' એ પ્રમાણે અત્યારે તો તે બિચારી પોતાના ભવિષ્યની ભીતિના હીંડાળે ડાલવા લાગી.

ગુપ્ત નિવાસ કરતાં કરમશીભાઈને લગભગ બે મહિના થવા આવ્યા તે દરમ્યાન પેલા માગનાર આડતીઆઓ બધા આવી ગયા અને તપાસ કરવામાં પણ તેમણે કંઇ બાકી ન રાખી, પરંતુ કરમશીભાઇનો તે કયાં પત્તો મેળવી શકયા નહિ. એટલે બધા નિરાશ થઇને પાછા ચાલ્યા ગયા. વળી ગામના પણ કેટલાક વેપારીઓના તેની ઉપર ચાલીશ પચાશ હજાર રૂપીઆ લેણા નીકળતા હતા, તેમણે પણ અત્યારે તો તે વસુલ થવાની આશા મુકી દીધી. આ વખતે કરમશીભાઇ મુંબઇની આફતથી તો બચવા પામ્યો, પરંતુ કચ્છની બલા તેને માટે હજી બાકી હતી. કચ્છના કેટલાક આસામીઓએ એની પાસે વેઆજે નાણા મુકયા હતા. તેમને કરમશીભાઇએ ચલણી કોરીના ખાતા લખી આપ્યા હતા—એટલે એ આફત તેનાથી કોઇ રીતે ઓળંગી શકાય તેમ ન હતી.

બે મહિના પછી જયારે તે કચ્છમાં આવ્યો ત્યારે પેલા બધા લેણદારો તેના આંગણે આવીને આંટા ફેરા કરવા લાગ્યા. તેમાં એક બે આસામીએ તેનાપર ફરીયાદી કરીને પણ પોતાના નાણા વસુલ કર્યા. એટલે ન છુટકે પોતાની જમીન તથા દાગીના વિગેરે વેચીને પણ બીજાઓને પુરેપુરા પૈસા આપવા પડયા. આ આફતને ઓળંગી ગયા પછી કરમશીભાઇના હાથમાં માત્ર હવે ચાર પાંચ હજાર કોરીના દાગીના અને બે હજાર કોરીનું પોતાનું રહેવાનું એક મકાન સીલકમાં બાકી રહ્યું. પેલી કચ્છની આસા-

બીબીઓના નાણા તાણીને તેણે પોતાના મુંબઇના વેપારમાં નાખી દીધા હતા, એટલે ત્યાંથી ભાગી છુટતાં તેના હાથમાં કંઇ પણ પૈસા ટકા રહેવા પામ્યા ન હતા. માત્ર ઘરના દાગીના અને કચ્છની જમીન—એજ તેની મિલકતની બાકી હતી. તેમાંથી લેણદારોને લગભગ વીશ પચીશ હજાર રૂપીઆ ભરતાં ઘણીખરી બધી મિલકત ખાલસા થઇ ગઇ. આટલી બધી અવદશાની હદે આવ્યા છતાં તેનાપર હજી કુદરતની કડવી નજર કાયમજ રહી હતી. એટલે થોડાજ વખત પછી તેની સ્ત્રી કોલેરાના રોગથી મરણ પામી. અત્યારે વૃદ્ધાવસ્થામાં તેનાપર આ એક વિપત્તિનું વાદળ તુટી પડયું—એ કાંઈ ઓછી આફત? અત્યારે લગભગ વનવાસની અવસ્થા ઓળંગીને તે એક બે વરસ ઉપર આવી ગયો હતો. આ વખતે પોતાની સંપત્તિનો નાશ અને સ્ત્રીનું મરણ—એ બંને પ્રકારનું દુઃખ એકી સાથે તેના માથે આવી પડયું.

પોતાની કન્યા લક્ષ્મીને માટે જે લાંબો સ્વાર્થ રાખીને તે બેઠો હતો, તેવો પ્રસંગ કુદરતે પોતેજ તેને લાવી આપ્યો, એટલે હવે તે ખુલ્લી રીતે લક્ષ્મીના મનમાનતા દામ લીધા વગર રહે પણ ખરો કે? 'હવે તો કોઇ લક્ષ્મીનો લાલ ઉભો થઇ જાય અને મ્હોં માગ્યા પૈસા આપવાને તૈયાર થાય, તેના ઘરેજ એ સચેતન લક્ષ્મીના પનોતાં પગલાં થઇ શકે તેમ છે.' તેને માટે ચાર પાંચસો કોરીની લાલચ બતાવીને તેણે એક દલાલ મારફતે પોતાનો ઉંચો ઇરાદો, કન્યાની લાલચમાં લટકી રહેલા કેટલાક શ્વેત દાઢીવાળા બુઢ્ઢાઓ પાસે જાહેર કરાવ્યો. તેમાં પણ વરની ઉમ્મર કેટલી છે?' એવો સવાલ પુછવાને બદલે વરરાજાના

હાથમાંથી કેટલા હજાર છુટે તેમ છે? એ પ્રશ્નનેજ બહુ માન આપવામાં આવ્યું હતું, કરમશીભાઇ પોતે તો આખિર એવા નિશ્ચય પર આવીને બેઠો હતો કે—'ગમે તેટલા બુઢ્ઢાઓ લક્ષ્મીની માગણી કરવા આવે, પરંતુ જે ચડાવો કરીને વધારે ટકા આપવાને કબુલ થાય, પછી ભલે તે વનવાસી હોય કે સઠવાસી હોય, પણ તેજ ધણી એ મારી લાકડી લક્ષ્મીનું પાણીગ્રહણ કરી શકે'. આ તેની ઉમેદ હવે ક્ષણે ક્ષણે મજબુત થવા લાગી.

પેલા દલાલે પણ દરેક ઠેકાણે એવો ઢોલ વગાડી દીધો કે—'પંદર હજાર કોરી કરતાં ઓછે કરમશીભાઇ પોતાની લક્ષ્મી કોઇને આપે તેમ નથી. એ લક્ષ્મી ખરેખર સાક્ષાત્ પદમણી જેવી છે. તેના રૂપ, ગુણ, સૌંદર્ય, ચતુરાઇ અને ચંચલતા આગળ તેટલી રકમ તો કાંઇ હીસાબમાંજ નથી.' આ જાહેરાતથી તેની નિર્લજ્જતાની ઘર ઘર નિંદા થવા લાગી. વર્ણા કન્યા વિક્રય તરફ સંપૂર્ણ તિરસ્કાર દર્શાવનાર કેટલાંક લોકોએ તો તેની સામે આવીને એટલે સુધી પણ કહી દીધું કે—"કરમશી કાકા! આ ઘરડા ઘડપણમાં તમને સાતમી નરકનો સંદેશો આવ્યો છે શું? બિચારી લક્ષ્મીનું આમ લીલામ કરીને તમારે હજી કેટલા વરસ જીવવાનું છે? અરે? અત્યારે સાઠ વરસે ધોળામાં ધુળ નાખવા શામાટે તૈયાર થયા છો? આવા તિરસ્કારના શબ્દો સાક્ષાત્ કાને સાંભળવા છતાં કરમશીભાઇનો એક વાળ પણ વાંકો થઇ શકયો નહિ. આવડી મોટી રકમની લાલચ રાખવામાં તેનો એક બીજો પણ ગુપ્ત સ્વાર્થ સમાયેલો હતો. અને એ સ્વાર્થની દુર્ગંધથીજ તેનું મગજ અત્યારે એક મદિરામસ્ત માણુસની જેમ ભ્રાંતિમાં ભમી રહ્યું હતું.

એવામાં એક દિવસે તેનો મિત્ર રવજીભાઇ કંઇ કામ પ્રસંગે રામપુરમાં આવ્યો. તે વખતે ગામના લોકો પાસે કરમશીભાઇની કન્યાવિક્રય માટેની ભયંકર પ્રતિજ્ઞા સાંભળતાં તેના શરીરના અવયવો બધા કંપી ઉઠયા. લક્ષ્મી જેવી સુકોમળ અને દીન બાળાનું આમ જાહેર રીતે લીલામ થાય-એ બાબત તેના મસ્તકને એક શુળ જેવી થઇ પડી. એ ઘાતકી કામ કરતાં અટકાવવાને તે તરત કરમશીભાઇ પાસે આવ્યો. આ વખતની અને મુંબઇના વખતની તેની સ્થિતિ જોઇને રવજીભાઇની આંખમાં આંસુ આવી ગયા. છેવટે તેણે કરમશીભાઇને એકાંતમાં બોલાવીને મીઠી ભલામણ કરતાં સમજાવ્યું કે:-

" કરમશીભાઇ ! તમારી બાહ્ય વ્યાવહારિક સ્થિતિમાં આટલો બધો ફારફેર થઇ ગયો છતાં તમારા અંતરની આદત તો એવીને એવી શ્યામજ રહી. વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા છતાં પોતાની વહાલી પુત્રી તરફ આટલી બધી નિર્દયતા બતાવીને માત્ર એક પોતાનો સ્વાર્થ સાધવાની ખાતર તે બિચારીને કોઇ ઉંડા કુવામાં ઉતારી દેવી એ શું તમારા કુળ ધર્મને છાજતી વાત છે ? શું એ ગરબડી છોકરીના મનમાનતા દામ લીધા વિના તમે ભુખે મરી જશો ? જુઓ, અત્યારે એ બિચારી એક તમારોજ આધાર અને વિશ્વાસ રાખીને બેઠી છે. તો તેને ગમે તેવા ખાડામાં નાખીને તેનું સુખ છીનવી લેવું—એજ તમારી સંતાન તરફની ફરજ કે ? શેઠ ! લક્ષ્મીના નિશ્વાસા હાથે કરીને માથે વ્હોરી ન લ્યો. તમારી છેવટની બે ઘડીની જીંદગીની ખાતર લક્ષ્મીનું જીંદગીભરનું સંસાર સુખ તમે લુંટી ન લ્યો, "

કરમશીભાઇ—" રવજીભાઇ ! જુઓ, દુનીયામાં પહેલાં સહુ

પોતાનું સુખ જુએ છે. એક આમ્રવૃક્ષ ઉછેરીને આપણે મોટું કર્યું પછી જ્યારે તેમાં મધુર ફળ પાકવાનો વખત આવે ત્યારે શું તેનો બદલો લીધા વિના તે પારકાના હાથે લુંટાવી દેવા એમ? આજે પંદર સોળ વરસ થયા લક્ષ્મીને ખવરાવી પીવરાવીને મોટી કરી રાત દિવસ ઉજાગરા કરીને તેના શરીરની સંભાળ રાખવામાં પણ મેં કાંઇ બાકી રાખી નથી. તો અત્યારે હવે તે તનતોડ મહેનતનો બદલો લેવાનો જ્યારે વખત આવ્યો, ત્યારે તમારા જેવા આડે આવીને ઉભા રહ્યા અને શીખામણની સુખડી આપવા મંડી પડયા કે 'તમે તમારી અથાગ મહેનતનો બદલો લીધા વિના લક્ષ્મીને કોઇ સારે ઠેકાણે પધરાવવી ઘો.' શું આ ઉચિત વાત કહેવાય કે? કન્યા જેવી મનોહર મૂર્તિ કોઇને મુફત આપી દેતાં મન કેમ થાય? વળી કન્યા એ તો પારકા ઘરની મિલકત છે, એટલે તેને પારકે ઘરેજ પધરાવવી જોઇએ. ત્યાં એને સુખ મળે કે દુઃખ મળે તે કયાં આપણાં કબ્જાની વાત છે? તો પછી આપણો સ્વાર્થ સધાતો હોય તે શા માટે ગુમાવી દેવો? પોતાની દિકરીના દોઢા કે બમણાં દામ લીધા વિના જે લોકો મુફત આપી દે છે તે બધી છોકરીઓ કયાં સ્વર્ગના સુખ ભોગવે છે? માટે સ્વજીભાઇ! દીકરીના દોઢા દામ લેવાથીજ તેની કીંમત થાય છે. વળી કુળ—ધર્મને માટે જો તમે દશગણી દિલગિરી દર્શાવીને કહેતા હો—તો હું છાતી ઠોકીને કહું છું કે—તેની આજકાલ દરકાર પણ કોણ કરે છે? સેંકડે પાંચ દશ ટકા પણ એવા ન હશે, કે જે પોતાના કુળ—ધર્મની કુલીનતા સાચવી બેઠા હોય. અગાઉના વખતમાં ઘરે પુત્ર જન્મ થતાં આનંદ ઓચ્છવ ઉછળી રહેતો અને અત્યારે તો કન્યા જન્મી એટલે જાણે

સાક્ષાત્ લક્ષ્મી દેવી ઘરે પધારી. તેમાં પણ જો બે ચાર કન્યાનો બાપ હોય—તેને કદાચ બે પાંચ હજારની જરૂર પડે—તો એને બદલે બાર જણા તેના બારણે આવીને નાણા ધીરવા તૈયાર થાય. કારણ કે તે સમજી બેઠા હોય છે કે—'એના ઘરે આજે બે ચાર સજીવન હુંડી મોજુદ છે, તેમાંથી એકાદ વટાવશે, તો પણ આપણા નાણા વસુલ થઇ જશે. વળી ઓછા દામ લેવા જતાં પણ લોકો વાતો કર્યા વિના તો રહેવાનાજ નથી, તો પછી પુરતા દામ લઇનેજ પોતાનું કામ સાધવામાં શી હરકત છે ? લોકો તો નવરા બેસીને બીજાની નખોદ વાળવાનો ધંધો લઇ બેઠા છે. એક તો ઘરના રોટલા અને ગામના ઓટલા ભાંગવા અને તેની સાથે જો કોઇ સપાટામાં આવી જાય, તો તેના પણ ટાંટીઆ ભાંગીને તે બિચારાને લુલો બનાવી દે. તેમાં પણ વળી કેટલાક તો એવા બહાદુર બેટા પડયા છે કે—કોઇ સારૂં પરોપકારનું કામ થતું હોય, તો તેની પણ નિંદા કરવાનો લ્હાવો લઇ લે છે. આપણામાં ઘણા માણસોને આદત પડી ગયેલી હોય છે કે—પારકાની પાંચ દશ નિંદાની વાતો કર્યા શિવાય તેમને ખાધેલું અનાજ પણ પચે નહિ. છતાં હું કયાં કાચી કમ્મરનો છું કે એવા નખોદીયા માણસની નિંદાથી ડરીને ડગુમગુ થઇ જાઉં. વળી કુદરતી રીતે વિચાર કરીએ તો એમ પણ ભાસે છે—કે કન્યાને આપણે કાલજીથી ઉછેરીને મોટી કરી. તેને ભીનામાંથી સુકામાં સુવાડીને તેના આપણે મળમુતર ધોયા એ એક રીતે તેના પર આપણો અનહદ ઉપકાર થયો છે. એ ઉપકારનો બદલો (ઋણ) વાળવાને ભવિષ્યમાં તેને ક્યારે અવસર મળવાનો છે ? એટલે બારીકાઇથી વિચાર કરો તો આથી માબાપના ઉપકારનો ભાર તેના પરથી ઉતરી જાય છે.

અને એ ઋણુ શિરપરથી ઉતરી જતાં તે કૃતકૃત્ય થાય છે ક્યાં કોઇ વિચાર કરીને જુએ છે? આવી બારીક શોધ કર. મારા જેવો હજારોમાં કોઇ એકાદજ શોધક શોધ્યો જડશે. વળી તેમ કરવા જતાં કન્યાઓમાં પણ ક્યાં કોઇ સામે આવીને વાંધો ઉઠાવે છે? આ ઉપરથી એમ પણ સમજી શકાય છે કે આવી બાબત કન્યાઓને પણ અણગમતી નથી. નહિ તો તે મુંગે મ્હોડે શા માટે બેસી રહે! તે બરાબર દીવા જેવું સમજે છે કે મારે તો ગમે તે રીતે પારકા ઘરના આંગણાનું શરણુ લેવાનું છે. તો પછી મારા માવિતરના સ્વાર્થને હાનિ પહોંચે તેવો ખોટો વાંધો મારે શા માટે ઊઠાવવો જોઇએ? જુઓ રવજીભાઇ! આ બાબતની સાચી શોધ કરવામાં મેં પચાશ પચીશ ઉજાગરા પણ કર્યાં હશે. અને તેથી અત્યારે હું એવા નિશ્ચય પર આવી ગયો છું કે–પચાશ પોણોસો રૂપીઆ પર પાણી ફેરવીને પણ એક નાનકડું પુસ્તક છપાવીને પ્રગટ કરવું તેનું નામ પણ એવું યથાર્થ રાખવું કે– ' કન્યા વિક્રયની સાચી શોધ અથવા શંકા સમાધાન આ પુસ્તકની એક ખોટી દમડી પણ લીધા વિના તે કન્યાઓના બાપને બીનટીકીટે બીડી દેવું. આથી મારા મનને પુરતો વિશ્વાસ બેસી ગયો છે કે–વખતસર તેઓ આ મારી નવા જમાનાની નવીન શોધને ગુલાબ જળથી વધાવીને પોતાના આચાર–વિચારમાં ઉતારી દેશે. સુખ—દુઃખ ક્યાં કોઇ લઇને કોઇને આપી શકે છે? તે તો તગદીરનો તમાસો છે. વળી આ રિવાજ પણ કેટલાક સમજુ જનોએ લાંબો વિચાર કરીનેજ જ્ઞાતિમાં દાખલ કર્યો હશેને? તો પછી વિવેકથી તેનો વિચાર કર્યા વિના તેના પર ખંડનનું પાણી ફેરવી દેવું એ એક પ્રકારની ગેરસમજુતી છે."

રવજીભાઇ—"કરમસીભાઇ કન્યા એ કાંઇ શાક ભાજી કે રામશાલા જેવી નજીવી ચીજ નથી કે જેના મરજી પ્રમાણે દામ લઇને ગમે તેને વેચી દેવાય. તે સાક્ષાત સજીવન પારસમણિ છે. એની કીંમત માત્ર કોઇ બાહોશ ઝવેરીઓજ કરી શક્યા છે. એક અનુભવી કવિરાજના મુખથી તો એટલેસુધી ઉદ્ગાર નીકળ્યા છે કે:—

'यत्र नार्यस्तु-पूज्यंते रमंते तत्र देवताः
ताश्च यत्रावमन्यंते रमंते तत्र राक्षसाः' ॥

એટલે-સ્ત્રી વર્ગ નો જ્યાં સંપુર્ણ સત્કાર થાય છે, ત્યાં દેવતાઓ પણ આવીને રમણ કરે છે. અને તેજ સ્ત્રીવર્ગ નો જ્યાં અનાદર કે અપમાન થાય છે ત્યાં રાક્ષસો આવીને દાખલ થાય છે. અર્થાત્ સ્ત્રીઓના સન્માનમાં સુખ સમાયેલું છે અને તેમના અપમાન કે અનાદરમાં દુ:ખ છવાયેલું છે. કેટલાક માણસોને જેમ ઘડપણમાં અંધાપો આવે છે તેમ અત્યારે વૃદ્ધ પણામાં તમને લોભવૃત્તિનો અંધાપો લાગુ પડી ચુકયો લાગે છે. નહિ તો આવી હડહડતી ખોટી કલ્પનાને સાચી ઠરાવીને તમે વેગથી વળગી પડો ખરા ? તમે મનમાનતા દામ લેવા જાઓ, એટલે તો પછી સાઠ વરસનો મુરતીઓજ મળેને. તેનું શરીર તો જાણે જરાના જેરથી લગભગ ખોખરી હાંડલી જેવું અથવા ફુટેલ ઢોલ જેવું થઇ ગયું હોય અને વળી વધારામાં તે શમશાને જવાની તઇયારીમાં હોય, તેની સાથે એ કુમળી બાળા બિચારી શું સંસારસુખ ભોગવી શકવાની હતી ? અરે ! સંસાર સુખ તો દૂર રહ્યું, પરંતુ પ્રેમથી તેની સામે જેવાની પણ તેને ઇચ્છા ન થાય. શેઠ ? તમે પોતેજ વિચાર કરો કે—તમે પંદર વરસના

તરૂણ હો, તે વખતે કોઇ પચાશ સાઠ વરસની ડોકરી સાથે તમારા લગ્ન કરવામાં આવે, તો તમે ધાસ્તીથી ગભરાઇને કોઇ એવા સ્થાનમાં સંતાઇ જાઓ કે શોધ્યા પણ ન જડો. શું તે ડોકરી સાથે પરણવા તમે પગ પણ માંડો ખરા ? અરે ! પાંચ દશ હજાર કોરી કોઇ સામે આપવા આવે, તોપણ તમે માથું ન માંડો. તો પછી એ કોમળ બાળાઓનો શો અપરાધ કે તેમના દિલની નાખુશી છતાં તમે પોતાનો સ્વાર્થ સાધીને પરાણે તેમને દુ:ખના અંધારા કુવામાં હડસેલી દો છો ? તેઓ બિચારી શરમની મારી પોતાની મર્યાદાનો લોપ કરતી નથી. તેનો તમે ખોટો અર્થ સમજીને તેમને સતાવો છો. વળી તમારા જેવા નવા જમાનાની નવીન શોધ કરનાર જો પાંચ પચીશ જાગે, તો આપણી જ્ઞાતિ અને દેશમાં સુખનો સુરજ સદાને માટે અસ્ત થઇ જાય. તમે તમારા સંતાનો તરફ માબાપ તરીકેની ફરજ બજાવી તેમને ઉછેરીને મોટા કર્યા–તેમાં શું મોટી મોથ મારી નાખી ? તમે તો ઉંચા પ્રકારના મનુષ્યપણામાં આવ્યા છો, પરંતુ પશુ અને પક્ષીઓ પણ પોતાના સંતાનો તરફ પ્રેમ દર્શાવીને તેમને ઉછેરે છે, છતાં આમ તમારી જેમ તેનો બદલો લેવાને હજી સુધી કોઇએ હામ ભીડી હોય–એવું જોવામાં કે સાંભળવામાં આવ્યું નથી. શેઠ ! જરા વિચાર કરો. આવું ઘાતકી કૃત્ય કરીને તમારા કુળ અને બાપના નામને લાંછન ન લગાડો. એ બિચારી ગરીબડી ગાયની ગરદન પર આમ બધાના દેખતાં ધોળે દિવસે છુરી ન ચલાવો. અહા ! શું પશુઓ કરતાં પણ તમે ગયા એમ ? કન્યાવિક્રય કરનારને માટે એક ઠેકાણે એટલે સુધી કહેવામાં આવેલ છે:—

" व्याघाः श्रेष्ठा मनुष्याणां कन्याविक्रयकारिणाः
निर्दयास्ते परेष्वेव पुत्रादिषु दयापराः " ॥

એટલે—' કન્યા વિક્રય કરનાર માણસો કરતાં તો શિકારી અને કસાઇઓ સારા છે. કારણ કે તેઓ પશુઓની ગરદન ઉપર છુરી ચલાવે છે ખરા; પરંતુ પોતાના પુત્ર-પુત્રીઓ તરફ તો તે પણ પ્રેમાળ થઇને વરતે છે.' તમે શિકારી અને કસાઇ કરતાં પણ વધારે ક્રૂર છો. કારણ કે પોતાના સંતાનો તરફ તમે પ્રેમ દર્શાવી શકતા નથી. અરે! તેવો પ્રેમ દર્શાવવાનું તો દૂર રહ્યું, પરંતુ તેમના તરફ ઉલટા તમે નિર્દય બનીને બેઠા છો. તમે સંતાનો તરફ કાળજી રાખી તેમને ઉછેરીને મોટા કર્યા—તેથી 'તેમનાપર મહાભારત ઉપકાર કર્યો' એમ કદાચ તમે માની લીધું હોય—તો પણ તેવા ઉપકારનો બદલો કાંઇ આમ તેમને રોળાવી રીબાવીને ન લેવાય. તે બદલો સમજવાનું અને વાળી આપવાનું કામ સંતાનોનું છે. પ્રથમ તેમના પર ઉપકાર કરવો અને પછી વખત આવે ત્યારે તેમને રીબાવવા એવું કામ કોઇ નીચ માણસ પણ ન કરે. દયા કે પ્રેમને ભલે તમે કયાં ગિરવી મુકી આવ્યા હો, અથવા વેચી ખાધા હોય અને તેથી ભલે તમે તમારી પદરના પાંચ સોનો ખરચ ન કરો, પણ તેમની આખી જીંદગીને ધુળધાણી કરી ન નાખો. તેમ છતાં કદાચ તમે તમારી ફરજથી ભ્રષ્ટ થઇને કુદરતના ગુન્હેગાર થશો, તો તેની શિક્ષાનો બદલો તમને આપ્યા વિના કુદરત કાંઇ રહેવાની છે!

અહા! શેઠ! તમારા વિચારો સાંભળતાં અને આચારો

જોતાં મારા શરીરે વારંવાર કંપારી છુટે છે. પોતાની કોમળ કન્યાના મ્હોં માગ્યા નાણા લેનારા આજે મારી જ્ઞાતિમાં તમારા જેવા એક, બે કે પાંચ નહિ, પણ તેવા શુલ્કભક્ષી સંખ્યાબંધ બંધુઓ મોજુદ છે. કીડી અને કંથુઆને બચાવવા માટે આજે જે જ્ઞાતિના લગભગ બધા શ્રાવકો પોતાના ઘરમાં નરમ પોંચણા અને બારીક ઝાડુ રાખે છે, લુલા લંગડા જાનવરોને બચાવવા માટે હજારો અને લાખોના ખરચે જેઓ જગે જગે પાંજરાપોળ ચાલુ કરાવે છે, કસાઇઓ પાસેથી ગાયો કે બકરા છોડાવવાને જેઓ હીંમતથી હજારોના ખરચ કરે છે, આઠમ પાખી જેવા ઉંચા દિવસે પોતાના ઘરમાં લીલોતરી વાપરતાં જેઓ પાપથી ભય પામે છે, અને ઉકાળેલું પાણી રાતવાસી રહી જાય—તો બીજે દિવસે તે પાપનું પ્રાયશ્ચિત લેવાને પણ જેઓ તૈયાર થઇ જાય છે; તેજ જ્ઞાતિના સંખ્યાબંધ શ્રાવકો આજે કન્યાવિક્રય કરતાં શા માટે અચકાતા નથી? તેવા ઘાતકી રિવાજને તેઓ શા માટે સળગાવી દેતા નથી? પોતાની ગરીબ બાળાઓ તરફ તેઓ શા માટે દયા કે પ્રેમ દર્શાવતા નથી? આવો હડહડતો અન્યાય, સાક્ષાત્ નજરે જોયા છતાં જ્ઞાતિના આગેવાનો શા માટે તેને અટકાવવાનો પ્રયત્ન કરતા નથી? આ બધું પુરવેગથી કેમ ચાલ્યું આવે છે—તે કાંઇ સમજી શકાતું નથી.

બંધુઓ! આપની કુળ-મર્યાદાનો વિચાર કરો. મનુષ્યના મોંઘા જન્મ સાથે તમે જૈન ધર્મ પામ્યા છો. એ ધર્મરૂપ કલ્પ-વૃક્ષને અનીતિના કુહાડેથી કાપીને જમીનદોસ્ત કરી ન નાખો. તમારા બાપ દાદા કે વડવાઓની નીતિ-મર્યાદા તરફ જરા નજર

કરીને જુઓ કે તેઓ સાધારણ સ્થિતિમાં હોવા છતાં કોઇવાર પણ આવું અધમ કૃત્ય કરીને તેમણે પોતાના કુળને કલંક લગાડવા દીધું છે? આજે ઝગમગતા જમાનામાં અનેક હુન્નર-ઉદ્યોગ મોજુદ છે, એટલે આવા ઘાતકી ધંધાનો વિચારમાત્ર પણ ન કરતાં બીજા કોઇ ઉદ્યોગથી તમારો ગૃહ-વ્યવહાર ચલાવો, આવા અધમાચરણમાં ઉતરીને તમારા દેહ, મન, આત્મા અને કુળ-ધર્મને શા માટે મલીન કરો છો? તમારા સ્વાર્થની શમશેરથી બિચારી નિર્દોષ બાળાનો ભોગ ન લેશો. ધર્મ કે કુળની ઉન્નતિને માટે પ્રયત્ન કરવાનું તો દૂર રહ્યું, પરંતુ આ તો તમે આંખો મીંચીને કુળની સાથે ધર્મની પણ અવનતિ કરવા બેઠા છો. એક સંસ્કૃત પ્રોફેસરે કહ્યું છે કે:—'स्त्रीहत्या पातकं महत्' એટલે સ્ત્રીની હત્યા કરવાથી મહાપાપ લાગે છે, તેમ કન્યા વિક્રય કરતાં પણ એક રીતે સ્ત્રીહત્યા થાય છે અને તેથી તેટલુંજ પાતક લાગે છે. શેઠ! તમે એ અધમ રિવાજને ઉત્તજન ન આપો. આજે દેખા-દેખીથી સંખ્યાબંધ બંધુઓ તેવા અધમ કામમાં ઉતરી પડયા છે. અને તેથી બિચારી બાળાઓને કેટલું બધું સંકટ સહન કરવું પડે છે, તે જોવાની પણ કોઇ દરકાર કરે છે? તમારા પંડ-પુરતા રોટલાની કંઇ ઘરમાં ખોટ નથી, છતાં કદાચ જરૂર પડશે, તો હું એક મિત્ર તરીકે કે જ્ઞાતિબંધુ તરીકેની ફરજ બજાવી તમને તેવો બંદોબસ્ત કરી આપીશ. માટે આ વૃદ્ધવયે પોતાના માથે આવો કાળો કલંક લગાડો નહિ. મુરબ્બી મિત્ર! છેવટે હું આપને હાથ જોડીને કહું છું કે:—'**લક્ષ્મીને કોઇ સારા કુટું-બમાં આપીને સુખી કરો.**"

કરમશીભાઇ:—" રવજીભાઇ ! મારા સ્વાર્થના કામમાં સહાયતા આપવાનું તે અલગ રહ્યું, પણ ઉલટા તમે આડે આવીને એક વિઘ્નરૂપ થાઓ છો. પોતાના મિત્રને તેના કામમાં મદદ કરવી એ તમારૂં કામ છે, પણ આમ તેના મનોરથને તોડી પાડીને તેને નિરાશ અને હતાશ બનાવી દેવો એ શું તમારા જેવા સન્મિત્રનું કામ છે ? આ એક કામ સાધીને મારે તેનાથી બીજું શું કામ સાધવાનું છે. તે તમે શું જાણો? વળી આ સમય એવો છે કે—તમે કન્યા-વિક્રયના ઘર ઘર ભાષણો કરો અને ચાર માણસોમાં લાંબી ચર્ચાઓ ચલાવો, પરંતુ તેથી આપણા લોકો પોતાના ઇરાદાપરથી એક તસુ પણ પાછા હઠવાના નથી. તમે તો જ્ઞાતિના એક સામાન્ય માણસ છો અને તેથી કદાચ તેવા લોકો તમારા ભાષણ કે વાતને હસતાં હસતાં ઉડાવી દે; પરંતુ કન્યા વિક્રય અટકાવવાને ખાસ મહાજનનો ઠરાવ ગામોગામ ફરી વળ્યો; છતાં તે ઠરાવપર પણ અત્યારે તો પાણી ફરી વળ્યું છે. તો પછી હું માત્ર એક વ્યકિત મારો સીધો સ્વાર્થ ગુમાવી બેસું, તેથી જ્ઞાતિને શું ફાયદો થવાનો હતો ? ધોધબંધ પ્રવાહમાં એક મારા જેવો આવે, તોપણ શું ?, અને ન આવે તો પણ શું ? લોકો સમજુ થઇને સ્વયમેવ પોતાની ફરજ સમજી પાછા હઠે, તોજ એ રિવાજ અટકે. તે શિવાય ઠરાવ, કાયદો કે ધર્મ—કોઇ તેમને અટકાવી શકે તેમ નથી. આમ ધોળે દિવસે દેખીતા પાંચ દશ હજાર નગદ મળી જતા હોય—તો તે શામાટે જવા દે ? રવજીભાઇ ! તમે પાંચ પુસ્તક વધારે વાંચ્યા હશે, અને કદાચ પાંચ પચીશ સંસ્કૃત શ્લોકનો અર્થ કરતાં શીખ્યા હશો, પરંતુ અમે પણ તેવી વાતો સાંભળવામાં કંઇ

બાકી રાખી નથી. એટલે પહેલાં તો હું તમને એમજ કહેવા માગું છું કે—પચાશ ઉપર વનમાં ગયેલા બુઢ્ઢાઓ કોઇ બાર કે ચૌદ વરસની બાળાનો કોમળ હાથ પકડવાનેજ શા માટે તૈયાર થાય? તેનો કોઇ અટકાવ કરે છે? જો એ પોલનો તોલ કરીને કોઇ આંખ ઉઘાડી જોનાર નથી, તો કન્યાના બાપની પોલ પણ તેમાં ઘુસીને આરપાર ઉતરી જાય, તે કોણ કાન પકડીને તેને પુછે તેમ છે? માટે તમે અને હું બધા એ પવનવેગી પ્રવાહમાં ઘસડાતા એક પાણીના પરપોટા જેવા છીએ. પોતાનો સ્વાર્થ સાધવાનો વખત આવે, ત્યારે કોઇ ભુલ થાપ ખાતું નથી, પછી ભલે નવરાશના વખતમાં ગામને ઉંચે ઓટલે બેસીને મોટી મોટી વાતો કર્યા કરે. આપણે તો સ્વાર્થ સાધવાની બાબતમાં વિલંબ કે દયા કરતાજ નથી. બાકી ધર્મની માત્ર વાતો થતી હોય, ત્યાં સૌની પહેલાં આવીને મોટે સાદે હુંકારો દેવા હીંમત ધરાવીએ છીએ. એ રીતે જ્ઞાતિનો પ્રવાહ જેમ ચાલે છે, તેમ ચાલવા દ્યો. તમે કે હું વચમાં માથું મારવા જઇએ તો કોઇ સાંભળે કે સામુ પણ જુએ તેમ નથી."

રવજીભાઇ:-(મનમાં) "અહા! આવા વિચારના માણસો જ્ઞાતિ અને ધર્મને કેટલી બધી હાની પહોંચાડતા હશે? સારૂં તે સારૂં નહિ, પણ પોતાના સ્વાર્થનેજ સારૂં સમજીને બેઠેલા માણસો પોતાનું કે પરનું હિતાહિત જોઇ શકતા નથી. જ્ઞાતિમાં મૂળ કેળવણીનીજ ખામી. એટલે પછી આવા ઘાતકી આચાર વિચારો વધીને વિસ્તાર પામે તેમાં નવાઇ જેવું શું છે? એટલે અંધને આરસી બતાવવી અને બ્હેરા આગળ સંગીત જેમ વૃથા છે; તેમ આવા ઉંધા વિચારના

અજ્ઞાની જનોને હિતોપદેશ આપવાથી પણ શો ફાયદો? ” એ રીતે મનમાંને મનમાં પરિતાપ પામી છેવટે રવજીભાઇ ઉદાસ થઇને ત્યાંથી ચાલ્યો ગયો.

તે પછી થોડાજ દિવસમાં કરમશીભાઇએ દલાલ મારફતે તેજ ગામમાં લગભગ સવાસત્તાવન વરસના એક ખેરૂ વીરાણીને ઉભો કર્યો. તેની પાસે પંદરહજાર કન્યાના બાપની અને પાંચસો કોરી દલાલની એ રીતે એકી સાથે રોકડાં દામ લેવાનો ઠરાવ કર્યો. અગાઉથીજ આ બધી પાકી વાત કરી લીધી, પણ અત્યારે તે વાત લોકોમાં જાહેર ન કરતાં બાર દિવસ ઉપર સગપણ અને લગન એકી સાથે ઠરી નાખવા એવો ચોકકસ વિચાર કરી રાખ્યો. જો કે આ વાત હજી વધારે બહાર આવી ન હતી, છતાં અંદર પેટે અમુક માણસો તો જાણતાજ હતા.

રવજીભાઇના હિતોપદેશ વખતે અને પોતાના સગપણના દામના ઠરાવ વખતે લક્ષ્મી છાનીરીતે છુપાઇ રહીને બધું બરાબર સાંભળતી હતી. પોતાના સગપણના પાકા વિચારની વાત સાંભળતાં, તેના અંતરમાં આગ સળગી ઉઠી પણ બિચારીનું કાંઇ જોર ચાલી શકે તેમ તો હતુંજ નહિ. સ્વાર્થાંધ કરમશીભાઇ તેનો બાપ પોતે જ્યારે તે બિચારીનું સર્વસ્વ લુંટી લેવાને તૈયાર થયો, તો હવે તે અનાથ અબળા કોના શરણે જઇને પોકાર કરે?

---

# પ્રકરણ ૧૪ મું.

## સ્વપ્નમાં સંતાપ.

જ્યારથી પોતાના સગપણ બાબતની વાત લક્ષ્મીના સાંભળવામાં આવી ત્યારથી આજે લગભગ આઠ દિવસ થયાં તે બિચારી ઉચાટમાંને ઉચાટમાં એક કાચી ઘડી પણ નિરાંતથી બરાબર ઉંઘ કરી શકી ન હતી. એજ આગની બળતરામાં તે બળ્યા કરતી હતી. ઘરનું બધું કામ તેનેજ કરવું પડતું પણ ને બિલકુલ શુન્ય બનીને કરતી હતી. હવે તેના બાપના ઠરાવ પ્રમાણે માત્ર ચાર દિવસજ બાકી રહ્યા છે. માત્ર ચાર દિવસ પછી પોતાનું ભવિષ્ય બદલાઇને જીંદગીભરને માટે કેવું પરાધીન અને દુઃખમય બની જશે, તેનો ખ્યાલ કરતાં તેની આંખમાંથી આંસુની ધારા વરસતી પણ આ વખતે તેના આંસુ અને દુખ જોવાની દરકાર પણ કોને હતી! તે કદાચ રોઇ રોઇને પોતાના કપડાં બધાં પલાળી નાખે તો પણ કરમશીભાઇ તેને પ્રેમથી બોલાવીને બુચકારે તેમ ક્યાં હતું? તે તો હવે પેલા પંદર હજારની આશાના હીંડોળે ઝુલતો હતો. ક્યારે ચાર દિવસ પુરા થાય અને ક્યારે એ નયદ નાણા મારા ઘરમાં આવીને પડે એજ ઉત્સાહ તેના મનમાં ઉભરાઇ જતો હતો. એટલે પછી ભવિષ્યમાં લક્ષ્મીની કેવી હાલત થશે, એવી શંકાને તે પોતાના મનમાં સ્થાન પણ શા માટે આપે? બિચારી લક્ષ્મીની ચિંતા ક્ષણે ક્ષણે વધતી જતી હતી. કદાચ રાત્રે ઘડીવાર તેના નેત્ર મીંચાય તો પણ તેને એજ સંતાપના સ્વપ્ન આવતા અને તેમાં ઘણીવાર તે એજ બાબતનો ઉંચેથી બકવાદ કરતી હતી.

એક દિવસે અરૂણોદયની અગાઉ એજ ભયંકર વિચારમાંને વિચારમાં તે ગોથા ખાતી હતી. એવામાં તેને જરા ઝોકું આવી ગયું. આગલે દિવસે તેણે પોતાના મનમાં એવો નિશ્ચય કરી રાખ્યો હતો કે—' ગમે તેમ કરી પિતાને સમજાવી તેની પાસે દીનતાથી કરગરીને તેના એ ઘાતકી ઈરાદાથી તેને પાછો વાળવો.' આ વિચારને પાર પાડવા તે તલપતી હતી, પણ દિવસે શરમને લીધે તે વારંવાર પાછી હઠી જતી હતી. એટલે પોતાના વિચારો તેને સંભળાવી શકી નહિ. પોતાના ભયંકર ભવિષ્યની એક એક ઘડી તેને અત્યારે બહુજ દુઃખમય ભાસતી હતી. ક્ષણે ક્ષણે તે પોતાના ભવિષ્યનું દુઃખ સંભારી સંભારી તેની કલ્પના કરીને તે બિચારી ઉષ્ણ આસુંઓ પાડતી હતી. ' હવે આજ તો ગમે તે રીતે પિતાને પોતાનો ઈરાદો સંભળાવીને અટકાવવા પ્રયત્ન કરવો !' એમ તેણે બરાબર ધારી રાખ્યું હતું. એ વિચાર વારંવાર તેના અંતરપટ પર આવીને વીજળીની જેમ ચમકતો હતો. ' પ્રભાત થતાં પ્રથમ એ કામ કરવું.' એમ તેના મનની ધારણા હતી. તેથી જાણે પોતે પોતાના પિતા પાસે પોતાની એ ધારણા સંભળાવતી હોય તેમ સ્વપ્નમાંજ તે પોતાના પિતાને સંબોધીને કહેવા લાગી. આ વખતે તે જે રૂમમાં સુતી હતી ત્યાં બીજું કોઇ હતું નહિ. તેનો બાપ કરમશીભાઇ માત્ર એકલો પોતે રવેશમાં સુતેલ હતો, તે અત્યારે ઉઠવાની તઇયારી કરતો હતો, એવામાં લક્ષ્મી જાણે કોઇની સાથે વાતો કરતી હોય, એમ તેના સાંભળવામાં આવ્યું. ' પોતાના ઘરમાં બહારથી કોઇ આવેલ નથી અને લક્ષ્મીનો સુવાનો ઓરડો અંદરથી બંધ છે, છતાં તે આમ મુક્ત કંઠે કોની સાથે વાતો કરે છે ? " એ બીના

તેને વધારે વ્હેમ પડતી લાગી. તરત તે પથારીમાંથી ઉઠયો અને લક્ષ્મીના ઓરડાના બારણા આગળ બેસીને તે એક કાને સાંભળવા લાગ્યો. તે વખતે લક્ષ્મી સ્વપ્નમાંને સ્વપ્નમાં એક જાગ્રત માણસની જેમ અસ્ખલિત અને સંબંધ સહિત આ પ્રમાણે બોલી જતી હતી.

"પિતાજી! પોતાની રક્ષક અને પાલક તરીકેની ફરજથી તમે ભ્રષ્ટ થયા છો અને એક નિર્દય રાક્ષસની જેમ મારૂં લોહી તથા માંસ ચુસી લેવાને તૈયાર થયા છો, એટલે પિતાજી એવા સંબોધનને હવે તમે લાયક રહ્યા નથી. તમે તાતરાક્ષસ એવા ઉપનામનેજ યોગ્ય ઠરી ચુકયા છો.

તાત! આવા ઉત્તમ કુળમાં અવતર્યા છતાં તમારામાં નિષ્ઠુર નિર્દયતાએ જે વાસ લીધો છે—એજ તમારી ભવિષ્યની દુર્દશા સુચવે છે. તમારા વિનાશકાલેજ તમને વિપરીત બુદ્ધિ ઉત્પન્ન કરાવી છે. અને જેથી પોતાનીજ દીન બાળાને એક અંધારા કુવામાં નાખીને તમે પોતાનો સ્વાર્થ સાધવાને તૈયાર થયા છો. તાત! કંઇક તો વિચાર કરો. મારો આધાર અત્યારે કોણ છે? મારી આ જીંદગીની નાવ માત્ર તમારાજ હાથમાં છે. તો તેને આમ નિર્દય બનીને દુઃખ રૂપ કીચડમાં હડસેલી ન દ્યો. પૂર્વે ભલે તમે ગમે તેવાં અકૃત્યો કર્યાં હોય, પણ આ એક ભયંકર અધમ કૃત્યથી પાછા હઠી જાઓ. તમારા બાપદાદાની નિર્મળ નામનાને લાંછન ન લગાડવાની ખાતર નહિ, પરંતુ મારી એક દયાની ખાતર આ સ્વાર્થની સડકપરથી તમે નીચે ઉતરી જાઓ.

અરે! તમારા જેવા વૃદ્ધ પુરૂષો જ્યારે પોતાની એકની એક કન્યાને આમ દુઃખના દરિયામાં ઝપલાવી દેશે, તો પછી દયા,

નીતિ અને સદાચાર ક્યાં જઈને વાસ કરશે. તાત! જરા ખ્યાલ કરો, ખ્યાલ કરો, બાળપણુમાં જેના ખોળામાં મેં અનેકવાર રમત કરી, જેને બાપા કહીને વારંવાર મેં બોલાવ્યો, તેની સાથે મારાં લગ્ન કરવાં—એ કેટલું અનુચિત ગણાય?

અરે! તાત! તમને તે દિવસો પણુ શું યાદ નથી? કે મારી માતાની સમક્ષ મને પ્રેમથી રમાડતા અને મ્હોં માગી ચીજ લાવી આપીને મારા આનંદમાં તમે આનંદ પામતા. ક્યાં એ તમારો આનંદદાયક પ્રેમ અને ક્યાં આ સ્વાર્થની સળગતી હોળી? ક્યાં એ પાણીને બદલે દુધ દેવાની ઉદારતા અને ક્યાં આ શોણિત સોસી લેવાની ક્રુરતા?

પિતાજી! કંઇક પ્રેમ બતાવો. હું આપના ઘરે જન્મ પામીને ઉછરેલી એક અનાથ બાળિકા છું. આપનો મેં કાંઇ અપરાધ કર્યો નથી, છતાં આમ એક વૈરીની જેમ મારૂં ભવિષ્ય બગાડવા તૈયાર થયા છો, તે આપ પાલક પિતાને છાજતું નથી. આપણી જ્ઞાતિના સેંકડો માણસો દયાની ખાતર હજારો નાણુાં આપી પાંજરાપોળો ચલાવી પશુ—પક્ષીઓની રક્ષા કરે છે, પોતાનાં નિરાધાર જ્ઞાતિબંધુને સહાય આપે છે, તો તમે એક મારા જેવી અનાથ અને તે પણુ તમારીજ પુત્રીને માટે દયા દર્શાવવી તમને ભારે થઇ પડે છે? અહા! અત્યારે હું દુઃખીની દાદ કે ફરીયાદ કોણુ સાંભળે તેમ છે? અરે! તમે પિતા થઇને પોતેજ જ્યારે મને જીવતી અગ્નિમાં ધકેલા દેવા તત્પર થયા, તો મારે હવે કોનું શરણુ લેવું?

તાત! તમે મારી ખાતર જે દુઃખો વેઠ્યાં છે અને નાનપણમાં

ઉછેરતાં જે તકલીફ ઉઠાવી છે, તેનો બદલો જો તમે લેવા માગતા હો, તો હું સખત મજુરી કરીને પણ વૃદ્ધાવસ્થામાં તમારૂં પોષણ કરીશ, પણ આમ છેક મને રડતી કકળતી ન બનાવો. છેવટે તમારી શકિત ન હોય તો મને તમારા અલંકાર કે આભૂષણ કંઇ પણ જોતા નથી. પરંતુ મારા જીવનનું તમામ સુખ તમે લુંટી ન લ્યો. સંસારનું જ્યાં લેશ માત્ર પણ સુખ ન હોય તેવું શ્રીમંતાઇનું સુખ મને જોઇતું નથી અને તેવાં અલંકાર કે આભૂષણોને પણ હું ઇચ્છતી નથી. એક સંસારના સુખની સાથે કદાચ મારે મજુરાનો ધંધો કરવો પડે, તો તેમાં મને કોઇ જાતની દરકાર નથી, તેવા સુખ વગરના શ્રીમંતના ઘરને બદલે ગરીબ ઘરને હું વધારે પસંદ કરૂં છું. જ્યાં સ્ત્રીધર્મની ફરજ સચવાતી ન હોય અને પોતાના સંસાર સુખની સાથે દંપતી પ્રેમની નિશાની માત્ર પણ દેખાતી ન હોય તેવી નામની હવેલી કરતાં ઝુંપડાની નિર્દોષ અને શીતલ હવાથીજ હું મને વધારે સુખી માનીશ. શ્રીમંત છતાં વૃદ્ધાવસ્થાને લીધે મરણ પથારીએ પહોંચેલા બુઢ્ઢાઓને પનારે પડી તેમની સાથે લગ્નની ગાંઠથી જોડાઇને આજે સંખ્યાબંધ બાળવિધવાઓ સંસાર સુખોથી રહિત બની પોતાના માબાપોને હજારો ધગધગતા શ્રાપો આપી રહી છે. તે મેં જાતે અનેક વાર સાંભળ્યા છે. લક્ષ્મીની લાંબી લાલચે ક્રૂર કસાઇ જેવા માબાપો તો પોતાનો ઝેરી સ્વાર્થ સાધીને મગરૂર થઇ રહે છે, પણ તે બિચારી બાળાઓને શો સંતાપ થતો હશે, તેમની દુઃખી જીંદગી કેમ વ્યતીત થતી હશે, તેનો તેમને ખ્યાલ પણ શાનો આવે ? ધિક્કાર છે તેવા અધમ માબાપોને અને સહસ્રધા ફિટકાર છે, પોતાની અનાથ અબળાઓને સતાવનાર શયતાનોને ! !

અરે! ક્રૂર પાપાત્માઓ! એક વાર એ તમારો પાપી દાવ ભલે ખેલી લ્યો. પણ યાદ રાખજો કે આજ જન્મમાં તમારાપર અણધાર્યો કુદરતી કોપ તુટી પડશે અને તેમાં તમારે ચગદાઇને રીબાવાનો વખત આવશે. અત્યારે તો આંખો બંધ કરીને એ આશ્રિત અબળાઓને સતાવવામાં તેમને રીબાવી રીબાવીને મારવામાં અરે! રાક્ષસ થઇને જીવતાં તેમનું લોહી ચુસી લેવામાં તમે લેશ પણ ડરતા કે ડગમગતા નથી પરંતુ અણધારી આફતનો જવાળામુખી પર્વત જયારે તમારાપર તુટી પડશે, ત્યારે તમારા એ દુષ્કૃત્યનું તમને ભાન આવશે. અરે! ડહાપણ અને દયાનો દાવો કરનારા બંધુઓ! જો તમને તમારી જ્ઞાતિ કે કોમને માટે દિલમાં કંઇ પણ દાઝ હોય તો પ્રથમ સ્વાર્થી માબાપોના પંજામાં સપડાયેલી નિરપરાધી બાળાઓને બચાવવા કટીબધ્ધ થાઓ. એ અનાથ અને ગરીબ અબળાઓના ગેબી શ્રાપોથી જ્ઞાતિ અને કોમની દુર્દશા થતી જાય છે. સાક્ષાત મનુષ્ય અને તેમાં પણ નિરાધાર બાળીકાઓને સતાવવામાં સુખ માનનારા સ્વાર્થી માબાપો! એ અધમ દુષ્કૃત્યથી તમારા ઉંચા કુળ ધર્મ અને જ્ઞાતિને લાંછન લાગે છે તેનો તો કાંઇ વિચાર કરો.

પિતાજી! તમારા એકના એક પાપી પેટની ખાતર મારો ભવ ન બગાડો. હું તમારી પુત્રી ઉપર પણ જયારે તમે આટલો પ્રેમ બતાવી શકતા નથી, તો જગતના બીજા જીવો તરફ તમે શું પ્રેમ કે દયાની લાગણી દર્શાવવાના હતા? અહો! તમારા તરફ માન દર્શાવવા જતાં પણ અંતરમાંથી તિરસ્કારનો ગરમ પવન ખેંચાઇ આવે છે અને જેથી આ નીચેનું પદ બોલ્યા વગર મારાથી રહી

શકાતું નથી. આ ઉદ્દગાર પણ મારા જેવી કોઇ દુઃખી અબળાના મુખમાંથી પોતાના ક્રૂર પિતાને માટે નીકળેલા છે. તેથી એ સાંભળતાં વખતસર તમારા હૃદયની દુષ્ટતા દૂર થાય એમ સમજીને આ તિરસ્કાર સૂચક પદ મારે બોલવું પડે છેઃ–

(સુણ ચતુર સુજાણ—એ લયમાં.)

ઓ દુષ્ટ પિતા દીકરી વેચી ધન લેવા શું ધાય છે ?
સમજી લેજે લક્ષ્મી નહિ પણ, અંતે તે તો લાહ્ય છે.
એ પાપ થકી કીડા પડશે, છાતી પર જમ આવી ચડશે,
ધગધગતા ખીલા ધાબડશે..................ઓ દુષ્ટ પિતા...
વૃદ્ધ સંગ સુકન્યા ચોરી ચડી, જોતા જન મળાયા એક ઘડી,
તુજ કેમ ન છાતી ફાટી પડી ..............ઓ દુષ્ટ પિતા.
મડદા સાથે મીંઢળ બાંધી, મંડપમાં રંડાપો સાંધી,
શું પાપ-પાક ખાધો રાંધી..................ઓ દુષ્ટ પિતા.
દુર્બુધ્ધિ કયાં સુજ્યો તુજને, દુઃખ દરિયામાં નાખી મુજને,
રોકયો નહિ શું તુજને સુજને..............ઓ દુષ્ટ પિતા.
શું હાથ પગો પડીયા ભાંગી, કન્યા વિક્રય બુદ્ધિ જાગી,
લે પાપી મૃત્યુને માગી....................ઓ દુષ્ટ પિતા.
છે ગાય અને દીકરી સરખી, દોરે ત્યાં જાય જુઓ પરખી,
શું વેચે છે હરખી હરખી....................ઓ દુષ્ટ પિતા.
ધન આવ્યું તે રસ્તે જાશે, હાંસલમાં મ્હોં કાળું થાશે,
આખર તું તો માગી ખાશે..................ઓ દુષ્ટ પિતા.
કસાઇ લે બકરી બેટી, તું તો વધ કરતો નિજ બેટી,
તેને વારામાં બહુ છેટી,......................ઓ દુષ્ટ પિતા.

આ અબળા અંતે શું કરશે, રડતી બળતી કુવે પડશે,
કાં નિસાસા નાખી મરશે..................એ દુષ્ટ પિતા.
આ હિતશિક્ષા ઉરમાં ધારી, અંતરમાં લે તે ઉતારી,
નહિ તો નરભવ જાઇશ હારી..............એ દુષ્ટ પિતા
કુળ—ધર્મતણી એ નવ રીતિ, સચવાશે એથી નવ નીતિ,
તુજને નવ નરકતણી ભીતિ.................એ દુષ્ટ પિતા.

તાત! આવા ચોખ્ખા હિતકારી બોલ સાંભળ્યા છતાં જો તમારૂં અંતર એ અધમ વાસનાથી નહિ અટકે, તો પછી હું મારા કર્મનીજ કઠણાઇ માની લઇશ. પૂર્વે મેં કોઇ દંપતીના પ્રેમની ઇર્ષ્યા કરી હશે અગર કોઇ સતીને સતાવી હશે, જેનો દુર્વિપાક ભોગવવાનો અત્યારે વખત આવ્યો છે.

પિતાજી! ઓ દયાળુ પિતાજી! શું તમારા હાથેજ મારો ઘાત કરશો? પશુઓ અને પક્ષીઓ પણ પોતાના સંતાનોને આમ સતાવતા નથી. શું એટલી પણ તમારા દિલમાં દયા રહી નથી? તાત! હવે તો હદ થાય છે. અરે! મને કોઇ બચાવો આ પાપી પિ................., આ છેલ્લા બોલ બોલતાં તેના મુખમાંથી એક કારમી ચીસ નીકળી ગઇ. અને તેની સાથે તરત તેનાં નેત્રો ઉઘડી ગયાં. પોતાની કારમી ચીસ પિતાના સાંભળવામાં આવી હશે, તો તે વધારે છંછેડાશે—એવી તેના મનમાં ધાસ્તી ઉભી થઇ. વળી લગભગ પ્રભાત સમયે પોતે સ્વપ્નમાં જે સંતાપ અને વિલાપ કર્યો, તેમાં વખતસર ઉંચેથી બોલાયું હશે અને તે જો પિતાના સાંભળવામાં આવ્યું હશે, તો કોણ જાણે તેનું શું પરિણામ આવશે! એ વિચારથી તે ગભરાઇ ગઇ.

સ્વપનમાં જે તે બોલી હતી તે શબ્દે શબ્દ તેના અંતરપટપર કોતરાઇ ગયા હતા. એ ગભરાટમાં તે તરત પથારીમાંથી ઉઠી, એવામાં તો કરમશીભાઇએ એક મોટી હાંક મારી કે—લક્ષ્મી! સવારના પહોરમાં કોની સાથે બકવાદ કરે છે? બારણું ઉઘાડ જોઇ? આથી તેના વ્હેમમાં વધારો થયો. તરત તે દ્વાર ખોલીને બહાર આવી. આ વખતે કરમશીભાઇનું એક વિકાળ સિંહ જેવું સ્વરૂપ જોઇને તેનું હૃદય ભયથી કંપવા લાગ્યું. તરત ક્રોધાવેશથી હુતાશની સમાન ગરમાગરમ અને રક્તમુખા થઇને કરમસીભાઇ ડોળા ઘુરકાવતો બોલ્યો—

"અરે લક્ષ્મી! નાદાન લક્ષ્મી? બેશરમ લક્ષ્મી! બે અક્ષર વાંચતાં આવડ્યા એટલે આમ ઉદ્ધતાઇથી છલકાઇને બકવાદ કરતાં તને લેશ પણ શરમ ન આવી? તું આવડી મોટી પંડિતડી કયારની કે પોતાના પાલક પિતા સામે નાદાન થઇને ન બોલવાના બોલ બોલે. અમે જે કામ કરશું તે વિચારીનેજ કરશું તેમાં તારે સલાહ આપવાની શી જરૂર છે? શું અમે છેક બાલક છીએ કે આવું કામ વગર વિચાર્યે કરી નાખીએ? તારૂં આટલા વરસ વાત્સલ્યથી લાલન પાલન કર્યું તે શું આ તારા અવિનયી ઉદ્દગાર માટે કે! લક્ષ્મી! આવડી મોટી થઇ છતાં તને કાંઇ લાજ પણ નથી કે પોતાના વડીલ સામે આમ જેમ તેમ બકયા કરે છે? તારા બકવાદના બધા બોલ મેં અક્ષરે અક્ષર સાંભળ્યા છે અને તેથી મારૂં લોહી એટલું બધું તપી ગયું છે કે હજી પાંચ હજાર વધારે લઇને કોઇ એવા મુરતીયા વેરે તારો સંબંધ કરૂં કે જ્યાં તારી આ ઉદ્ધતાઇનો તથા નિર્લજ-

તાનો બદલો તને વ્યાજ સુદ્ધાં મળે. પરંતુ હું વચને બંધાઈ ગયો છું તેથી લાચાર છું. કેટલી બધી બેઅદબી ? તું કોની સામે બકવાદ કરતી હતી, તેનું તને ભાન છે? ‘મને આવો વર જોઇએ, મને આવું ઘર જોઇએ.’ આવા બોલ શું એક અવિવાહિત કન્યાના મુખમાં શોભે ખરા ? કન્યાની મરજી મુજબ જો વર અને ઘરની શોધ કરવામાં આવે તો આજે જ્ઞાતિમા જે સીધો વ્યવહાર ચાલ્યો આવે છે તેનું નામ કે નિશાન પણ નહિ રહે. તારા જેવી નાદાન છોકરીઓના મત પ્રમાણે જો સંબંધ કરવામાં આવે તો કુળ અને ધર્મની મહત્તાનો તરત લોપજ થઈ જાય. ચબાવલી ! આ બાબતમાં તારે લેશ પણ ડહાપણ ડોળવું નહિ. અમો જે લંબો વિચાર કરીને કામ કરશુ, તેમાં તારૂં અને મારૂં હિતજ સમાયેલું હશે. ”

આ પ્રમાણે પોતાના પિતાનું વધારે ભયંકર સ્વરૂપ જોઇને લક્ષ્મી તો બિચારી દીન અને અવાચક બની ગઇ. તે પોતાના મુખથી કરમશીભાઇની સામે એક હરફ પણ ઉચ્ચારી શકી નહિ. “पयःपानं भुजंगानां केवलं विषवर्धनं ” સર્પને દુધ પાવા જતાં ઉલટો તેમાં વિષનો વધારો થાય છે. લક્ષ્મી બિચારી પોતાની મર્યાદાનો લોપ કરીને આગળ આવી એક પગલું પણ ભરે તેવી ન હતી. આવી દીનતા દર્શાવતાં વખતસર પિતાજી સમજુ થઇને શરમાય તથા તેમ કરતાં અટકે એવા હેતુથીજ તેણે એ બોલ બોલવાનો વિચાર કર્યો હતો પરંતુ તેનો ઇરાદો પાર ન પડયો.

લક્ષ્મીના તેવા વિચારો સાંભળ્યા પછી કરમશીભાઇને એક મોટી શંકા થઇ આવી કે—‘વખતસર લક્ષ્મી કાંઇ આડું અવળું કરી નાખશે, તો મારી સ્વાર્થની બાજી બધી ધૂળધાણી થઇ જશે

આથી તેણે લક્ષ્મીની પૂરતી સંભાળ રાખવા તથા ઘરકામ માટે બે બાઈઓ રાખી લીધી. તે લક્ષ્મીને દિવસે અને રાતે એક ઘડી પણ અલગ મૂકતી નહિ.

બસ, તે પછી મુદત પુરી થતાં લોભાંધ કરમશીભાઈએ સજીવન લક્ષ્મીના મનમાનતા દામ લઈને પેલા વૃદ્ધ વરરાજાને પરણાવી દીધી. વાચક ! આ વખતે બિચારી તે નિર્દોષ અને નિરાધાર લક્ષ્મીને કેટલું બધું દુઃખ થયું હશે. તે તો અનુભવીજ સમજી શકે.

" लिखितमपि ललाटे प्रोज्झितुं कः समर्थः "

'લલાટપર લખેલ વિધાતાના લેખને અન્યથા કરવાને કે ભુંસી નાખવાને કોણ સમર્થ છે ?'

---

## પ્રકરણ ૧૫ મું.

### છેલ્લો મનોરથ.

" जीवनाशा धनाशा च जीर्यतोपि न जीर्यतः "

" મસ્તકના કેશ શ્વેત થઈને ખરી પડે અને દાંત જીર્ણ થઈને પડી જાય તથાપિ માણસની જીવવાની આશા તથા ધનની તૃષ્ણા જીર્ણ થતી નથી. "

પંદર હજાર કોરી જેવડી મોટી રકમ કરમશીભાઇના હાથમાં આવતાં તેના અંતરનો આનંદ ઉભરાઇ જવા લાગ્યો અને તેની સાથે તેના શરીરમાં પણ બમણું જોર આવી ગયું. પ્રથમ કોઇ વાર તે લાકડીની મદદથી ચાલતો, તેને બદલે હવે લાકડી તેને કંટાળા રૂપ ભાસવા લાગી અને જાણે પોતાને નવી યુવાની પ્રાપ્ત થઇ હોય તેવા તોરમાંને તોરમાં તેણે તે લાકડીને બાળીને ખાખ કરી મૂકી. હવે તેના ટેકા વિના પણ તે એક નવ યુવકની જેમ જોરથી ચાલી શકતો હતો. લગભગ ૬૦-૬૨ વરસની વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા છતાં ધર્મવૃત્તિને બદલે વિષયવૃત્તિ તેની મનોભૂમિમાં નવપલ્લવિત અને સતેજ થઇ રહી હતી. અને તેમાં વળી એ હરામના દામ હાથમાં આવ્યા એટલે તો તેને પાર પાડવાનો બરાબર અવકાશ મળ્યો. હરામના દામ હાથમાં આવતાં સન્મતિ સુજેજ કયાંથી? એ વિષયવેગથી તે ક્ષણે ક્ષણે પરાધીન બની જતો હતો. આ મનુષ્યના મોંઘા જન્મમાં એક છેલ્લો મનોરથ સાધવા તેનું મન તલપી રહ્યું હતું. તેણે થોડાજ વખતમાં એક બત્રીશી બંધાવી લીધી અને કેશ કાળા કરવાનો કલપ પણ મગાવી લીધો. એટલે નવયુવકનો ડોળ કરતાં એ ભાઇ સાહેબ એક કન્યાની શોધમાં ફરવા પડયો. તપાસ કરતાં એક આસામી તેને હાથ ચડયો, પણ કોઇ ડાહ્યા દલાલ શિવાય તે કામ પાર ઉતરે તેમ ન હતું. એટલે બસેં ચારસેંની લાલચ બતાવીને તેણે એ કામ સાધવા એક દલાલને ઉભો કર્યો. એ કન્યાનો બાપ એવીજ લાલચ રાખીને બેઠો હતો. 'કોઇ વૃદ્ધ વરરાજા મળી જાય તો બે ચાર

હજાર વધારે આપે.' એવી આશાથીજ તેણે પોતાની કન્યાને પંદર વરસ સુધી પાળી પંપાળીને મોટી કરી હતી. જે દલાલને કરમશીભાઇએ સાધ્યો હતો. તેજ દલાલને પેલા કન્યાના બાપે પણ સાધી રાખ્યો હતો. તે રામપુરમાં ચાંપો ચોધરી એવા નામથી પ્રસિદ્ધ હતો તેની કન્યા રતન ખરેખર એક રત્ન જેવીજ કીંમતી હતી પણ ઝવેરી વિના તેની કીંમત કોણ કરી શકે ? દલાલે તેને સમજાવી કુસલાવીને દશ હજાર કોરી લેવાનો કોલકરાર કર્યો. આ વાત કરમશીભાઇને પણ બરાબર બંધબેસતી થઇ પડી. તેમાં કોરી બધી અગાઉથી આપવી અને બે ત્રણ મહિને સારા મુહુર્તે લગ્ન કરવાનું નક્કી કર્યું. આ વાતની જ્યારે તેના કેટલાક સંબંધીઓને ખબર પડી ત્યારે તેમણે કરમશીભાઇને એકાંતમાં બોલાવીને સમજાવ્યું કે—"કરમશી શેઠ ! આવડી મોટી વયે લગ્નનો લ્હાવો લેવાનો વિચાર કરવો—એ તમને લેશ પણ લાયક નથી. પોતાની અવસ્થા પ્રમાણે સહુ શોભે. આમ કરવાથી ઘેરઘેર તમારી નિંદા થશે, એટલુંજ નહિ પરંતુ કુદરતના તમે એક મોટા ગુન્હેગાર ઠરશો. 'બહોત ગઇ થોડી રહી' એ વાક્યને અંતરમાં ઉતારીને તમારા મનરૂપ મસ્ત અશ્વને સંતોષ રૂપ લગામથી રોકી રાખો. જેમ પાણી ગયા પછી પાળ બાંધવી નકામી છે, તેમ જુવાની ગયા પછી માત્ર મોહને તાબે થઇ લગ્ન કરવું તે પણ હાસ્યજનકજ છે. અમે તમારા સંબંધી રહ્યા એટલે ગામમાં ઘરઘર થતી તમારી વાતો સાંભળવી અમને બહુ ભારે પડે છે. વળી જ્ઞાતિમાં આવા અધમ રિવાજને ઉચ્છેદન કરવાને બદલે ઉત્તેજન આપવા જતાં પરંપરાએ જ્ઞાતિની થતી અવનતિમાં

એક સહાયક બનવા જેવું થાય છે. સંતોષ ધારીને હવે માત્ર ધર્મ સાધવાનોજ તમારો વખત છે. તેને બદલે આ અનુચિત વિચાર તમને કયાંથી સુજ્યો ! તમને રસોઇપાણીની હરકત અમે આવવા નહિ દઇએ. અત્યારે કદાચ તમારા મનના વેગથી પાછા નહિ હઠો, તો આગળ જતાં તમને પુર્ણ પસ્તાવાનો વખત આવશે. એવા અનેક દાખલા અમે નજરે જોઇ લીધા છે. શેઠ ? હજી પણ તમે શાણા થઇને સમજી જાઓ. દામની બાજી હજી તમારા હાથમાં છે. દામ ગયા પછી તમે પરાધીન થઇને પસ્તાશો. અમે કાંઇ તમારૂં બગાડવા રાજી નથી. પણ અંતરની લાગણીને લીધે તમને હિતના બે બોલ કહ્યા વિના અમારાથી રહી શકાતું નથી.”

પોતાના સંબંધીઓના મીઠા સાકર જેવા બોલ તે કરમશીભાઇને કસુંબાના કડવા ઘુંટડા જેવા થઇ પડયા. વિષયના વેગથી તેનો અંતરાત્મા અત્યારે ઘોર અંધકારમાં ગોથા ખાઇ રહ્યો હતો. તરત તે પોતાનું ડહાપણ ડોળવા મંડી પડયો. કુયુકિતની યુકિત રચતાં તે બોલ્યો કે—

“ ભાઇઓ ! તમે કહો છો તે બીન અનુભવની વાત છે. બીજી અવસ્થા કરતાં વૃદ્ધાવસ્થામાં પુરૂષને વધારે પરાધીન થવું પડે છે. તેના શરીરની સ્થિતિ બહુજ કઢંગી થાય છે માટે આવા વખતે તેની ચાકરી કે સારવાર માટે ખાસ ઘરનુંજ માણસ જોઇએ. પોતાના ઘરના માણસ જેવી બીજું કોઇ ચાકરી કરે નહિ. વળી મારી કાંઇ એટલી બધી મોટી અવસ્થા નથી, મારા કરતાં મોટી અવસ્થાના પુરૂષો પરણ્યા તેમને ઘેર આજે બબ્બે બાલક રમત કરે છે. દુનીયા તો દોરંગી છે. તે વાતો પણ કરે અને તેમ કરવા સલાહ પણ આપે

વળી એ મારો ઉંચો ઇરાદો પાર પાડવા માટેજ મેં મારી લક્ષ્મીના મન માનતઃ દામ લીધા. નહિ તો તેમ કરવાની પણ મારે શી જરૂર હતી! વળી આ બાબતમાં મેં એક નવીન શોધ કરી છે તે સાંભળતાં તો તમે પોતે પણ મારા આ કાર્યમાં મદદગાર થઇ જશો. જુઓ સાંભળો—આજકાલ સાયન્સની નવી શોધખોળ કરનારા ઘણા નવ યુવકો આગળ વધ્યા છે. તેમની જરા ઇર્ષ્યા અને સ્પર્ધા મને પણ ચઢી આવી એટલે મારા મનમાં પણ તેવી એકાદ નવીન શોધ કરવાની તીવ્ર ઉમેદવારી જાગી. પરંતુ મેં સાયન્સ કોલેજમાં તો અભ્યાસ કરેલ નહિ એટલે તેવા રસાયન વિજ્ઞાનની તર્કશકિતનો ખ્યાલ મારા મગજમાં કયાંથી આવે? પણ કાંઇક નવીન એટલે પૂર્વે કોઇએ ન કરેલ હોય તેવી વિચિત્ર શોધ કરવી એવી તીવ્ર જિજ્ઞાસા જયારે મનમાં પૂર્ણ પ્રગટી નીકળી ત્યારે લાંબા વખત સુધી વિચાર ચલાવતાં મારા અંતઃકરણને પૂરેપૂરી ખાત્રી થઇ કે દુનીયામાં સ્ત્રીઓ કરતાં પુરૂષો તૃતીયાંશ ભાગે ઓછા પાકે છે એટલે સ્ત્રીઓ કરતાં પુરૂષોનો સંકડે માત્ર તેત્રીશ ટકા પાક છે અર્થાત્ પુરૂષો કરતાં સ્ત્રીઓ ત્રણ ગણી વધારે પાકે છે. આ ત્રિરાશિની ગણત્રી કહાડતાં વિચાર કરવાંમાં મેં લેશપણ કચાશ રાખી નથી. આ ઉપરથી આપણે સોળ આના સમજી શકીએ છીએ કે જો પુરૂષો બે ત્રણ કે ચાર વાર લગ્ન ન કરે, તો કેટલીક સ્ત્રીઓને અવિવાહિત રહેવાનો વખત આવે. આ વ્યવસ્થા કાંઇ આજકાલથી આપણા લોકોમાં શરૂ થઇ નથી, તે ઘણા વખતથી એજ પ્રમાણે ચાલી આવે છે. જો આ વ્યવસ્થા આપણા પૂર્વજોએ ચલાવી કે ચાલુ રાખી ન હોત, તો સ્ત્રીઓની સંખ્યા હદ ઉપરાંત વધી જાત અને તેનું શું પરિણામ આવત તેની

કલ્પના કરવાનું હાલ મુલતવી રાખીએ છીએ. એ પૂર્વજોની પ્રથાને પૂર્ણ રીતે માન આપવું તે આપણી પ્રથમ ફરજ છે. માટે હું છાતી ઠોકીને કહું છું કે–ગમે તેટલી વૃદ્ધાવસ્થાએ અરે! મરણ પથારીએ પહોંચતાં સુધી પુરૂષોએ પોતાથી બને તેટલી ઉતાવળથી લગ્નનો લ્હાવો લઈ લેવો જોઈએ. બસ, આપણે તો આ સૂત્રનેજ હૃદયમાં ધારણ કરી રાખ્યું, અને તે પ્રમાણે વર્તવા જતાં હું મારી ફરજ ઉપરાંત કંઇ પણ કરતો નથી–એમ મારી માન્યતા છે. પૂર્વજોના પ્રચલિત એ સુમાર્ગનો જે પુરૂષ લોપ કરશે, તેણે પોતાના પૂર્વજોનું મોટામાં મોટું અપમાન કર્યું કહેવાશે.

કહો, ભાઈઓ ? આવી અગમ અને ઉપયોગી શોધ પ્રથમ કોઇવાર પણ તમારા સાંભળવામાં આવી છે ? હવે હું જે કાર્ય કરવા તૈયાર થયો છું તે ઉચિત છે કે અનુચિત છે–તે પણ તમે બરાબર સમજી શકયા હશો.”

કરમશીભાઈના વિચિત્ર વિચાર અને તેની નવીન શોધનો બોધ સાંભળતાં તેના સંબંધીઓ તો બિચારા જમીનનેજ જોઇ રહ્યા. 'આની સાથે માથાકુટ કરવામાં સાર નથી' એમ ધારીને તેઓ તરત ત્યાંથી મુંગે મ્હોડે ચાલ્યા ગયા.

તે પછી કરમશીભાઇએ દલાલ મારફતે પેલા ચોધરીને દશ હજાર કોરી રોકડી આપીને તેની કન્યા સાથે પોતાનો કાચો સંબંધ જોડી દીધો. અરે ? મૃગતૃષ્ણિકાના મોહમાં ફસી પડેલા તૃષાતુર મનુષ્યની એ જલાભાસથી કોની તૃષા દૂર થઈ છે ?

---

# પ્રકરણ ૧૬ મું.

## મહાજનનો ચુકાદો.

કરમશીભાઇએ કર્મ કરવામાં કાંઇ કચાશ રાખી નથી. પોતાની એકની એક વ્હાલી દીકરીને વેચતાં તેને લેશ પણ દયા કે શરમ ન આવી. અરે ! તે બિચારીને વેચતાં તો વેચી, પણ પેલા બુઢ્ઢાના ઘરમાં પાછળ બાકી શું રહે છે—તે જાણવા કે જોવાની પણ તેણે દરકાર ન કરી. પરણ્યા પછી લક્ષ્મી દુઃખી થાય કે સુખી—એ બાબતનો તો તે ખ્યાલમાત્ર પણ શા માટે કરે ? અહા ! તે બિચારીની કેવી દુર્દશા થઇ—તે સાંભળતાં કે વાંચતાં આપણા અંતઃકરણ પણ કમકમી ઉઠે. પરણ્યા પછી લગભગ એક મહિને તેના વૃદ્ધ પતિને અજીર્ણનો રોગ લાગુ પડયો અને તેના તીવ્ર વેગથી તે બિચારો આઠ કે દશ દિવસમાં રામશરણ થઇ ગયો. વળી પૈસાનો પોટલો બાંધતાં કરમશીભાઇએ તેના ઘરમાં માત્ર બે ચાર ભાંગ્યા તુટયા તાંબા પીતળના વાસણ શિવાય કંઇપણ રહેવા દીધું ન હતું. આથી તે બિચારી લક્ષ્મીને દાઝયા પર ડામ જેવું થઇ પડયું. આ વખતે તેને ધીરજ કે સહાય આપનાર કોઇ ન હતું, પણ લક્ષ્મી પોતે એક વિચારશીલ અને ગંભીર હતી, એટલે આ બધું અસહ્ય દુઃખ તેણે કંઇપણ વધારે કલ્પાંત ન કરતાં મનની દૃઢતાથી સહન કરી લીધું. 'પોતાનો નીચ સ્વાર્થ સાધવા માટે પિતાએ મને આવા અંધેર કુવામાં ઉતારી' આ વાત જ્યારે તેના સાંભળવામાં આવી ત્યારે તેના દુઃખમાં ઉલટો વધારો થયો પણ અત્યારે તે

કોને કહીને બતાવે ! આવા દુઃખના પ્રસંગે કરમશીભાઇએ આંસુ લુંછતાં અને ધીરજ આપતાં લક્ષ્મીને જ્યારે બોલાવીને કહ્યું કે "બેટા લક્ષ્મી ? આ દિવસ તે ભગવાને તને કયાં દેખાડયો ?" આ બોલ સાંભળતાં લક્ષ્મીથી રહેવાયું નહિ, એટલે તરત ને બોલી ઉઠી કે—"પિતાજી આ દુઃખનો દિવસ મને ભગવાને દેખાડયો નથી, પણ તમે દેખાડયો છે. મનમાનતા દામ લેવાં દીકરીના ઘરમાં પાછળ કંઇ પણ ચાલવાને રહે છે કે નહિ—તેનો તો જરા વિચાર કરવો હતો. કંઇ નહિ તાત ! એ બધો મારો કઠિન કર્મનોજ વાંક છે, કે જેણે તમ જેવાના ઘરમાં મને જન્મ આપ્યો. તેમ કરતાં પણ જો તમારા આત્માને સંતોષ થયો હોય, તો તમારી ખાતર એ બધું હું શાંતિથી સહન કરી લઇશ."

લક્ષ્મીના ડહાપણ ભર્યા બોલ સાંભળતાં કરમશીભાઇ શરમાઇને પોતાના પગના અંગુઠા તરફજ જોઇ રહ્યો. લક્ષ્મીની સામે બેસીને વાત કરતાં તેને ભારે થઇ પડયું. એટલે કંઇપણ બોલ્યા વિના તે તરત ત્યાંથી ચાલી નીકળ્યો. રસ્તે ચાલતાં તેને વિચાર આવ્યો કે — લક્ષ્મીને હાથે કરીને આમ દુઃખી કરતાં પણ જો મારો મનોરથ પાર ઉતરે તો સારૂં. નહિ તો એના શ્રાપ મને પગલે પગલે પાયમાલજ કરશે. આવી શંકાને લીધે ભયથી તેનું અંતઃકરણ વારંવાર ગભરાઇ જતું હતું.

બસ, આ ધાસ્તીના ગભરાટથી કે બિચારી અનાથ લક્ષ્મીના શ્રાપથી અગર તો પોતે કરેલાં ઘાતકી કૃત્યના વિપાકથી તેના શરીરમાં વાનો સંચાર થઇ ચૂકયો. પ્રથમ તેના બંને પગ વાથી કંપવા લાગ્યા, અને આસ્તે આસ્તે તેના હાથ અને કેડ વાથી ઝલાઇ

રહ્યા. કંપતા હાથે તે કોઇ પણ ચીજ લઇ શકતો ન હતો. તેમાં પણ શીયાળાની ઋતુ હોવાથી વાથી તેના શરીરની હાલત બહુજ દયાજનક થઇ પડી. લાકડીના આધારે ચાલતાં પણ તેનું શરીર પવનથી કંપતા વૃક્ષની જેમ ધ્રુજતું હતું. પોતાની આવી હાલત થયા છતાં લક્ષ્મીને તે પોતાને ઘેર બોલાવી લાવવાને અચકાતો હતો. તેને બોલાવવા જતાં વખતસર તે બીજી બે ચાર શરમની વાત સંભળાવી દે અને પોતાને એક ઘાતકી સમાન સમજીને આવવાની ઉમેદ માત્ર પણ ન કરે, તો તે કરતાં તેને બોલાવવા ન જવું—એ વધારે ઉચિત છે. એમ ધારીને તે લક્ષ્મીને બોલાવવાજ ન ગયો. અત્યારે તેના ઘરમાં કામ કરનાર કોઇ ન હતું. પડોશમાં એક પદમા ડોસી રહેતી હતી, તે ઘણીવાર રસોઇ પાણીમાં મદદ કરતી, પણ પરાધીનપણાના દુઃખનો અનુભવ તો તેને પૂરેપૂરો મળી ચૂકયો.

એક દિવસે પદમા ડોસીએ વાત કહાડી કે—"કરમશી કાકા ! તમારૂં શરીર દિવસે દિવસે વાથી વધારેને વધારે પરાધીન બનતું જાય છે, માટે લક્ષ્મીને બોલાવી લ્યો ને ? એ તમારી સગી પુત્રી આવા વસમા વખતે કામ નહિ આવે, તો તે ક્યારે કામ આવશે ? તેને બોલાવવા જતાં તમને જરા શરમ લાગતી હોય, તો હું તેને સમજાવીને બોલાવી આવું." લક્ષ્મીને બોલાવી લાવવાનો આ રસ્તો તેને વધારે અનુકૂળ લાગ્યો એટલે તરત તેણે કહ્યું કે—'મારાથી તો વધારે હરી ફરી શકાતું નથી; પણ ભલે તમે લક્ષ્મીને બોલાવી આવજો. તે બિચારી હજી બાળક છે, એટલે વિવેકથી વાત કરવાં તેને બરાબર આવડતી નથી; પણ તમે વ્યવહારના

પૂરા અનુભવી છો, એટલે તેને સમજાવવામાં બાકી નહિ રાખો.' આથી તેજ દિવસે પડમાડોસી લક્ષ્મીને સમજાવીને બોલાવી આવી. પોતાના પિતાની નબળી હાલત જોઇને લક્ષ્મીની આંખમાં આંસુ આવી ગયાં, પોતાના કઠણ બોલથી પિતાને માઠું લાગ્યું હશે અને તેથીજ આટલો વખત મને બોલાવી નહિ એમ ધારીને તે બોલી કે—'પિતાજી! તમારી તબીયત બગડતાં મને તરત બોલાવી કેમ ન લીધી? આટલી બધી ઢીલ શા માટે કરી? ઘરમાં કોઇ તમારી ચાકરી કરનાર નથી, તો હું તમારી પુત્રી થઇને શું ટળી જવાની હતી?' આ વખતે કરમશીભાઇ શરમ અને દુઃખના દબાણથી કંઇપણ વધારે બોલી શક્યો નહિ. માત્ર તેણે કંપતી જીભે બે બોલ કહ્યા—'બેટા લક્ષ્મી! અત્યારે મારા અવગુણ સામે નજર ન કરતાં મારી ચાકરી કરવા તરત અહીં ચાલી આવી—એજ તારી દયા અને લાગણીની સાબીતી છે. આવા દુઃખના વખતે મારી સંભાળ લેવા આવતાં તેં આજે મને જીવિતદાન આપ્યું છે, તેથી હવે તારા ઉપકારની હદ નથી રહી. બેટા! તું બહુ સુપાત્ર છે, તારા સદ્‌ગુણના જેટલાં વખાણ કરૂં, તેટલાં ઓછાંજ છે.'

લગભગ ચાર મહિના થવા આવ્યા છતાં કરમશી ભાઇનાં શરીરમાંથી વાનો સંચાર ઓછો ન થયો. તે લાકડીના આધારે બહુજ મુશ્કેલીથી ચાલી શકતો, છતાં પેલી તષ્ણાના તરંગો તેના અંતરંગમાં ઉછળતાજ રહ્યા હતા. પીર ફકીરની માનતા કરવામાં તેણે બાકી ન્હોતી રાખી, તેમજ દવાઓના કડવા ઘુંટડા પીવામાં પણ તેણે હદ વાળી દીધી હતી, પરંતુ કુદરતને કરૂણા ન આવી. આ [illegible] ઉપાયો લેતાં ચાર મહિનામાં લગભગ તેણે

ચાર હજાર કોરીનો ખરચ કરી નાખ્યો, છતાં તેને આરામ ન થયો. છેવટે એક સારા દેશી વૈદ્યની એક મહિનો દવા કરતાં તેના શરીરે કંઇક આરામ તો થયો, પણ અર્ધાંગ વાથી તેનું અડધું શરીર લગભગ બારઆના જેટલું ખોટું થઈ ગયું. તે દરમ્યાન ચોધરીને તેણે એક બે વાર કહેવરાવ્યું હતું કે—'લગ્નની મુદત વીતી ગઇ છે. માટે લગ્ન કરવામાં હવે વિલંબ ન થવો જોઇએ.' આ સવાલનો તેણે કંઇપણ જવાબ વાળ્યો ન્હોતો એટલે દલાલ મારફતે કરમશીભાઇએ જરા કડકાઇથી કહેવરાવ્યું. ત્યારે તેણે ચોખ્ખો જવાબ આપી દીધો કે—'તમારા શરીરની સ્થિતિ સુધરી નથી, માટે આવી સ્થિતિમાં હું તમારા સાથે મારી કન્યાના લગ્ન કરવાનો નથી. વળી વધારામાં એ પણ હું તમને સુચના આપી દઉં છું કે થોડા વખત સુધીમાં તમારા શરીરની હાલત સુધરીને પહેલાં હતી તેવી સારી નહિ થાય, તો હું વધારે વિલંબ ન કરતાં મારી કન્યા બીજે પરણાવી દઇશ, કારણ કે—તે મોટી ઉમ્મરની થઇ છે તેથી હવે વધારે વખત રાખવા લાયક નથી.' આ ગરમ અને ઉતાવળીયા જવાબથી કરમશી ભાઇને સાત પાંચ થઇ પડયા. વખતસર પાંચ પંદર દિવસમાં પોતાના શરીરની હાલત સારી નહિ થાય તો તે કન્યા બીજે પરણાવી દેશે, એટલે પછી મારે તો કન્યા અને કોરી—એ બંને પર પાણી ફરી વળશે. આથી તેણે તરતમાં મહાજન સમક્ષ પોતાનો સવાલ રજુ કરવાનો વિચાર કર્યો.

એ ગામમાં કરમણ સરવણ અને હરગણ એ ત્રણ જણ મહાજનના વાંધાભર્યા કામમાં માથું મારવામાં પ્રસિદ્ધ હતા. પોતાને

લાંચલુંચ આપનારનોજ તે લોકો પક્ષ ખેંચતા અને તેમ કરવાં ઘણીવાર તેઓ ફાવી જતા હતા. જ્ઞાતીમાં વાંધે પડેલી કેટલીક બાબતના પુરાવા આપીને પોતાના અસીલને પક્ષ તે મજબુત કરતા હતા. આ ત્રીપુટીને પોતાના હથીયાર બનાવીને કરમશી ભાઇએ પોતાનું સાધ્ય સાધવાનો સંકલ્પ કર્યો. તેમાં અંદરખાને તેમને બે હજાર કોરીની પહેરામણી કરી દીધી. મહાજનને બોલાવવાની બધી ખટપટ કરમશીભાઇને કરવી પડી.

એ ગામમાં એક ખેતો ખટપટી હતો તે કરમશીભાઇને પૂરો વિરોધી હતો. પેલી ત્રિપુટીને પણ એનાથી ઘણી વાર દબાઇને ચાલવું પડતું હતું. મહાજનમાં તેની વાતને માન મળતું એટલે ગમે તેવી ખટપટ કરીને પણ તે ફાવી જતો હતો. તેથી એ ખટપટીના ખેતાબથી ઓળખાતો હતો. આજે કરમશીભાઇના કામને માટે પણ તે અગાઉથી તૈયાર થઇ ગયો હતો. 'આજે મહાજનમાં કરમશીનું કાળું મ્હોડું થાય અને તેનું કામ અધવચ ઉડી જાય ' એવી તેણે ધારણા ધારી રાખી હતી.

મહાજન એકત્ર થતાં કરમશીભાઇએ પોતાની દરખાસ્ત રંજુ કરતાં જણાવ્યું કે—"દશ હજાર કોરી રોકડી આપીને મેં ચોધરીની કન્યા સાથે સગપણ કર્યું છે, તેમાં ચાર મહિનામાં લગ્ન કરી આપવાની બોલી કરી છે. આજે લગભગ છ મહિના થવા આવ્યા છતાં ચોધરી પોતાની કન્યા મને પરણાવવામાં આનાકાની કરે છે. માટે મહાજન મારી ફેબરમાં થઇને ખુલાસો કરી આપે એવી મહાજનને મારી નમ્ર અરજ છે. " ત્યાર પછી ચોધરીએ પોતાની હકીકત જણાવતાં કહ્યું કે—"આજે લગભગ ચાર મહિનાથી એનું શરીર સર્વાંગ

વાથી કંપી રહ્યું છે, એણે દવાઓ કરી હશે અને તેથી એના શરીરે કંઇક આરામ પણ થયો હશે, છતાં અત્યારે અર્ધાંગવાથી એનું શરીર બિલકુલ ઘાયલ છે. એ મરણ પથારીએ પડયો હોય, છતાં હું મારી કન્યા એને પરણાવું–એવી તે વખતે મેં કાંઇ બોલી કરી નથી. તો દેખીતી રીતે આવા ઘાયલને મારી કન્યા કેમ પરણાવું ?" આ વખતે પટેલ અને ખેતા ખટપટી વચ્ચે થોડીવાર ખાનગી વાતચીત થઇ. છેવટે ખેતા ખટપટીએ જણાવ્યું કે–"ભાઇઓ ! જો સાચેસાચું કહીએ તો આવા બુઢ્ઢા કાકાઓએજ જ્ઞાતિનું સત્યાનાશ વાળ્યું છે. ૬૦–૬૨ વરસની મોટી અવસ્થાએ કન્યાના બાપને લાંબી પહોળી લાલચ બતાવીને પરણવાની ઉમેદ કરવા જતાં એ કરમશી કાકાએ મહાજનના કાયદાનું એકરીતે અપમાન કર્યું છે. મહાજન તરફથી એવો ખાસ કાયદો જાહેર થયો છે કે ૫૦ વરસની અવસ્થા ઉપર પુરૂષે લગ્ન કરવું–એ બિલકુલ અનુચિત છે, પણ તેવા ઉપયોગી કાયદાને કાળા કાયદા સમાન સમજીને આ કરમશી કાકાએ તેના પર પાણી ફેરવ્યું છે. કન્યાના બાપનો પણ આમાં કાંઇ દોષ નથી, કારણ કે આવા બુઢ્ઢા કાકાઓ તેમને લાલચ બતાવીને જો લગ્ન કરવાની ઉમેદ ન કરે, તો કન્યાના માબાપો શું યોગ્ય મુરતીયા સાથે પોતાની કન્યાને નહિ પરણાવે ? તેઓ પોતે સારો મૂરતીયો શોધીને પોતાની કન્યાને વળાવી દે. જુઓ, કરમશી કાકાએ લગ્નની લાલચથી હમણા એક તાજી બત્રીશી બંધાવી છે, અને ગાયના દૂધ જેવા ઉજળા વાળને કલપથી કાજળ જેવા કાળા બનાવી દીધા છે. આવો ખોટો ડોળ ઘાલીને આપણા કરમશીભાઇ જેવા કેટલાક બુઢ્ઢા કાકાઓ બિચારી નિર્દોષ અબળાઓને બાળ

વિધવા બનાવી તેમને રડતી રઝળતી કરી ગયા છે. ભાઈઓ હું તમને એક તાજો અને નજરે જોયેલો દાખલો આપું છું. હમણા થોડાજ વખતપર એ કરમશી કાકાએ પોતાની લક્ષ્મીને જાહેર લીલામની જેમ વેચીને એક બુઢ્ઢા દાદા પાસેથી પંદર હજાર કોરી રોકડી ગણી લીધી. તે બિચારી પરણ્યા પછી માત્ર એકજ મહીને રંડાણી. આવી બાળ વિધવાઓની સંખ્યા વધી જવાથી વારંવાર કેવા ન ઇચ્છવા જોગ બનાવો બને છે, તે હું અને તમે બધા જાણી બેઠા છીએ.

"બંધુઓ ! હું અત્યારે મહાજનને ખાસ અરજ ગુજારૂં છું કે આ કેસ જ્ઞાતિને એક દાખલા રૂપ થાય અને ભવિષ્યમાં તેવા બનાવો બનવા ન પામે તેવા પ્રકારનો ચુકાદો મળવો જોઇએ." ખેતા ખટપટીના યુકિતથી ભરેલા આ ભાષણને માત્ર બેચાર વ્યકિત શિવાય સહુ કોઇ સંમત થયા. એવામાં પેલી ત્રીપુટીમાંનો કરમણ, કરમશી ભાઇનો પક્ષ ખેંચીને કંઇક બોલવા ગયો પણ કેટલાક લોકોએ કોલાહલ મચાવીને તરતજ તેને બોલતો બંધ કરી દીધો.

છેવટે મહાજન તરફથી એવો ચુકાદો મળ્યો કે—"આપણી જ્ઞાતિમાં ભવિષ્યમાં એવા બનાવો ન બને અને જ્ઞાતિને બાળ વિધવાઓના ઝેરી શ્રાપ ન મળે એવો દાખલો બેસારવાની ખાતર ચોધરીએ પોતાની કન્યા બીજા કોઇ લાયક મુરતીયાને પરણાવી દેવી. વળી કરમશીભાઇ તરફથી ચોધરીને જે દશ હજાર કોરી આપવામાં આવી છે, તેમાંથી પાંચ હજાર કોરી કન્યાને પરણાવતાં સ્રીધન તરીકે આપવી તથા વધેલ પાંચ હજારમાંથી બે હજાર કોરી ચોધરીએ મહાજનના ચાલુ શુભ ખાતામાં કરમશીભાઇના

નામથી નોંધાવવી, અને બાકીની ત્રણ હજાર કોરી ચોધરીએ પોતાથી બની શકે ત્યારે કરમશીભાઇને પાછી સુપ્રત કરવી, પણ તે બદલ તેણે કરમશીભાઇને લખત કરી ન આપવું." આ પ્રમાણે ચુકાદો થતાં લોકો તરત વિખરાઇ ગયા, પણ તે ચુકાદો સાંભળતાં બિચારા કરમશીભાઇના તો રામજ રમી ગયા. તેના મનના તરંગો બધા મનમાંજ સમાઇ ગયા. આ વખતે તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. 'કન્યાની સાથે તેણે કોરી પણ ગુમાવી' આ તેની મૂર્ખાઇ ભરેલી ચાલાકી જોઇને ગામના લોકો ભર બજારમાં તેની મશ્કરી કરવા લાગ્યા, એટલુંજ નહિ પણ ગામના છોકરાઓ પણ રસ્તે ચાલતાં મુકત કંઠે તેની મશ્કરી કરવા લાગ્યા. ખરેખર! "હાથના કર્યા હૈયે વાગ્યા" આ કહેવત બરાબર અક્ષરે અક્ષર તેને લાગુ પડી ચૂકી.

---

## પ્રકરણ ૧૭ મું.

### જ્ઞાતિને સંદેશો.

"સુખમેં સહુ પ્રભુકો ભજે, દુઃખમેં ભજે ન કોય,
જો સુખમેં પ્રભુકો ભજે, તો દુઃખ કહાંસે હોય"
જો મત પીછે ઉપજે, સો મત આગે હોય;
કાજ ન બિગરે આપનો, દુર્જિન હસે ન કોય."

સુખ કરતાં દુઃખ મનુષ્યને વધારે શિક્ષણ આપે છે. દુઃખ ઘણીવાર એક સારા ઉપદેશકની ગરજ સારે છે. મોટા મહાત્મા-

ઓના ઉપદેશ કરતા દુ:ખજન્ય બોધ કોઇવાર વધારે અસરકારક થઇ પડે છે. કારણ કે તેનો સાક્ષાત અનુભવ થતો હોવાથી તે આત્માને વધારે સચોટ અસર કરે છે. અનેક પુસ્તકો વાંચતાં અને વ્યાખ્યાનો સાંભળતાં જે ઉંડી અસર ન થાય તેવી અસર દુ:ખના અનુભવથી બહુધા તરત થાય છે. આમ હોવા છતાં દુ:ખ મેળવવાની કોઇ ભાવના કરતું નથી. કારણ કે તે ઇષ્ટ નથી. છતાં કુદરતી કાયદાથી કહો કે કર્મના વિપાકથી કહો, પણ સુખ દુ:ખનું ચક્ર તો મનુષ્ય માત્રની ઉપર વારા ફરતી ફર્યા કરે છે. દુ:ખના અનુભવ સમયે માણસની કસોટી અને કીંમત થાય છે. જગતમાં સર્વત્ર જો સુખ સુખ ને સુખજ છવાઇ રહ્યું હોત તો ધર્મની ઉચ્ચ ભાવના ટકી શકત કે નહિ એ જરા વિચારવા જેવી વાત છે. સંસારના સુખો એ એક પ્રકારના નિસ્સાની ગરજ સારે છે અને તેથી તેવા પ્રસંગે સ્વાર્થ કે સુખનો ભોગ આપીને ધર્મ ફરજ બજાવવી તે ઘણાઓને ભારે થઇ પડે છે. માત્ર હજારોમાં એકાદ નરરત્નજ તેવો મળી શકશે.

બરાબર છે. પરંતુ મનુષ્ય પોતાના સુખના નિસ્સામાં ચકચુર હોવાથી તે આંખ ઉઘાડીને પોતાના ભવિષ્યને જોઇ શકતો નથી. જેનાપર એકવાર પણ દુ:ખનું વાદળ ફરી વળ્યું નથી. તે બીજાના દુ:ખને સમજી શકતો નથી અને તેથી દુનીયાને તે વધારે ઉપયોગી થઇ શકતો નથી.

આપણા કરમસીભાઇની પણ આજે તેવી દશા થવા પામી છે. તેનો આત્મા નિરાશાના અંધકારમાં હીન અને નિરાધાર થવાથી તે જડવત્ શુન્ય બની ગયો છે. પોતાની માલ મિલકતની

સદંતર ખરાબી થવાથી તેને ખાવાના પણ સાંસા પડવાનો વખત આવ્યો છે. તે રાત દિવસ એવાજ વિચારમાં ગમગીન રહે છે કે——"લક્ષ્મીના દામ લઈને શાંત થઈ બેસી ગયો હોત તો પણ આ છેલ્લી જીંદગીમાં ખાવાના તો સાંસા ન પડત. હવે તો એવો એકે રસ્તો હાથમાં નથી કે જેથી પાંચ પૈસા પેદા થઈ શકે. એક તો વૃધ્ધાવસ્થા અને તેમાં પણ શરીર રોગથી પરાધીન એટલે કામ ધંધાથી તે રહિત થયું છે. તો હવે કોના આધારે મારે રહેવું!" આવા પ્રકારની ચિંતામાંને ચિંતામાં તે બિચારો ખાવા પીવાનું પણ ભાન ભુલી ગયો હતો આથી તેના શરીરની હાલત વધારે ને વધારે ભયંકર થવા પામી હતી.

શમશાની વૈરાગ્ય કરવાં દુઃખજનિત વૈરાગ્ય કંઈક વધારે અસર કરે છે. બસ, આ દુઃખજનિત વિચારોથી જાણે તેના હૃદય અને મગજ ઘડાતા હોય તેમ તેના અંતરની ભ્રાંતિ આસ્તે આસ્તે ક્ષીણ થવા લાગી. ભલે તે અત્યારે તેવીજ દુઃખી અને દરિદ્રાવસ્થામાં હતો. છતાં તેનું અંતઃકરણ એક વિચારશીલ બનતું ગયું. સારાસારના વિચાર બળથી હવે તે પોતાની દુઃખી અવસ્થાનું ભાન ભુલી ગયો હતો. જે હૃદયમાં નિરંતર સ્વાર્થનીજ દુર્ગંધ ઉછળી રહી હતી, તે હૃદય આજે સુવિચારની સુગંધથી સુવાસિત થતું જાય છે. વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા છતાં જે મગજમાં વિષયાંધપણાનો ઘાડ અંધકાર ભરપુર ભરેલો હતો, તે મગજ આજે શાંતપણે કંઇક શાંતિ પામી રહ્યું છે. જે આત્માએ હિતોપદેશને ઘણીવાર હસી કહાડયો હતો, તે આત્મા આજે તેવા હિતકારી ઉપદેશને સાંભળવા ઉત્સુક બનતો જાય છે. જે કરમશીભાઈ પોતે કંટાળો પામીને સત્સમાગ-

મને કદાપિ ઇચ્છતો ન હતો, તેને આજે સત્સમાગમની તીવ્ર ઇચ્છા જાગ્રત થઇ છે. અત્યારે તેના શરીરની હાલત ભલે પથારીવશ પડી રહેવા જેવી છે, છતાં તેના અંતરાત્મામાં આજે આટલો બધો સુધારો થઇ ગયો, એ તેના ભાગ્યનીજ નિશાની છે. પોતાના વિચારને આચારમાં મુકવાની શકિત જો કે હવે તેનામાં રહી નથી, છતાં એ સુવિચારના બળથી તેનો આત્મા અત્યારે જે સ્થિતિ ભોગવે છે, તેનો ખ્યાલ બાહ્ય દ્રષ્ટિથી જોનારને ભાગ્યેજ આવી શકે.

પોતાના સુવિચારનો વેગ વધવાથી પોતાની પુર્વાવસ્થાનો ખ્યાલ કરતાં કરમશીભાઇની આખમાં આંસુ કદી સુકાતા ન હતા. એ પૂર્વ દુષ્કૃત્યના પશ્ચાત્તાપમાં તેનો આત્મા વારંવાર લીન બની જતો હતો.

આમ હોવા છતાં કેટલાક અંધ રિવાજોના વેગથી સીદાતી પોતાની જ્ઞાતિને માટે અત્યારે જે લાગણી તેને જાગ્રત થઇ હતી, તે એક જુદાજ પ્રકારની હતી. અને તેવા દુષ્ટ રિવાજોને પોતે ઉત્તેજન આપ્યું આ વાત તેને વધારે શોચનીય થઇ પડી હતી. રાત દિવસ પથારીમાં પડયો પડયો તે એજ વિચારોમાં આંસુ લાવીને વખત ગાળતો હતો. મનુષ્યપણાને પામ્યા છતાં તેમાં પણ પોતાની પાસે પુરતા સાધનો હોવા છતાં પોતે જ્ઞાતિનું કંઇ પણ હિત કરી ન શકયો, એટલુંજ નહિ પણ પોતે જ્ઞાતિને એક કંટકરૂપ થયો એ વિચારથી તેનું જીગર બળીને ખાખ થઇ જતું હતું. પોતાના શરીરની હાલત તરફ જોતાં તેને હવે વધારે દિવસ જીવવાની આશા ન હતી. "હવે આ શરીર તંદુરસ્ત થાય અને તેથી હું ધનના સાધનથી નહિ, પણ માત્ર અનુભવમાં આવેલ મનના ઉદ્દગાર દ્વારાએ

જ્ઞાતિની કંઇ પણ સેવા બજાવી શકું, એમ તો સંભવતુંજ નથી, છતાં દુનીયામાંથી જતાં જતાં પણ મારા પાપના પ્રાયશ્ચિતરૂપ અને જ્ઞાતિને એક સંદેશા રૂપ કંઇક બે બોલ લખી જવા તે પણ સર્વાંશે નિરૂપયોગી તો નહિજ થાય." એમ ધારીને તેણે પોતાના ધ્રુજતા હાથે અને દાઝથી દગ્ધ થતા હૃદયથી નીચે પ્રમાણે એક સંદેશો લખવા માંડયો:—

"જ્ઞાતિ બંધુઓ ! મનુષ્ય છતાં પશુ કરતાં પણ અધિક અધમાચારથી અધમાધમ બનેલો હું આપની સમક્ષ મુખ બતાવવાને કે બે બોલ બોલવાને હવે લાયક રહ્યો નથી, છતાં તેમ કરવાને મને કુદરતી જે એક અનિવાર્ય પ્રેરણા થાય છે તેને લીધે મારો અંતરાત્મા એ પ્રવૃતિથી અટકી શકતો નથી, અને તેથી હંસની માફક સાર ગ્રહણ કરવાની બુદ્ધિથી આપ બંધુઓ મારાં કાળાં કર્મો તરફ નજર ન કરતાં મારા સંદેશામાં આપને કંઈ સાર જેવું જણાય, તો તેનો સ્વીકાર કરી મને આભારી કરશો.

એક બીજાનું અનુકરણ કરવાનો જો કે સામાન્ય રીતે જન સમાજનો સ્વભાવ પડી ગયો છે,પરંતુ હિતાહિતનો વિચાર કર્યા વિના અંધ પંગતની જેમ અનુકરણ કરવાની આદત રાખવી એ ઘણીવાર પોતે પોતાના હિતશત્રુ બનવા જેવું થાય છે. સારાનું અનુકરણ કરવું તે તો ઠીકજ છે પરંતુ ખરાબનું અનુકરણ કરવું તે હાનીકારક છે. ઘણેભાગે સમાજ કે જ્ઞાતિમાં આચાર વિચારોના એકપણાથી લોકો એક બીજાનું અનુકરણ કરવા વધારે મથે છે. આજે આપણી જ્ઞાતિમાં કેટલાક હાનીકારક રીવાજોનું જે સામ્રાજય જોવામાં આવે છે, તે પણ અનુકરણથીજ થવા પામ્યું

છે. અનુકરણની બાબતમાં મારે ખાસ કરીને એ બાબત જણાવવાની છે કે આજે જ્ઞાતિમાં કન્યાવિક્રયનો ઝેરી પવન એટલો બધો ફેલાઇ ગયો છે અને તેમ કરવાને દેખાદેખીથી એક બીજાનું અનુકરણ કરતાં લોકોને કેટલું બધું સુગમ થઇ પડયું છે કે જેની હદજ નહિ. એ નિર્દોષ અને રોકડીઆ ધંધામાં આજે મારા જ્ઞાતિ બંધુઓ એટલા બધા કુદી પડયા છે કે જ્ઞાતિની ડીરેક્ટરી કરવામાં આવે અને તેની સાથે જો ખાસ કરીને નોંધ લેવામાં આવે અથવા તો કેટલીક નાતોમાં સગપણ થતાં અમુક ટેક્ષ લઇને બંને પક્ષની નોંધ લેવામાં આવે છે. તેમ આપણી જ્ઞાતિમાં સગપણની નોંધ થાય અને તેની સાથે 'આ સગપણમાં કન્યાના હિતેચ્છુ (હિતશત્રુ) પિતાશ્રીએ આટલી નગદ રકમ સ્વીકારી' એવી જો નોંધ લેવામાં આવે તોજ બરાબર સમજાય તેમ છે. આ કેવળ અનુકરણ નથી, પરંતુ કન્યાના બાપનો મીઠો સાકર જેવો સ્વાર્થ પણ એમાં સમાયેલો છે. એ સ્વાર્થની અનુકુળતાથીજ આજે આ રિવાજ પુરવેગથી જ્ઞાતિના મોટા ભાગમાં પ્રસરી રહ્યો છે.

પરંતુ બન્ધુઓ! હું તમને એક વખત મારા અનુભવ ઉપરથી ખાત્રી પૂર્વક કહી શકું છું કે—કન્યાવિક્રયનું ધન તે ધન નથી, પણ તે એક ગેબી ઝેર છે. અરે! ઝેર તો બે ઘડી વારમાં માણસને યમના દરબારમાં મોકલી દે છે પણ આ વિખનો વેગ તો ઘણો વખત માણસને રીબાવી રીબાવીને મારે છે. ભાઇઓ! મને જે એનો કડવો અનુભવ મળ્યો છે, તેથી હું આપને એક એવી ભલામણ કરવા હીંમત કરી શકું છું કે—કન્યાવિક્રય કરનાર

પાપી પિતાના ઘરનું જાણી જોઇને તો નહિ, પણ અજાણપણે કંઇ તમારા ખાવા પીવામાં આવી જાય. તો એક સખત જુલાબ લઇ લેજો કે જેથી એ ઝેરની અસર ભવિષ્યમાં તમને હાની ન પહોંચાડે.

કન્યા વિક્રયના ધનપર તાગડધિન્ના કરનારા બંધુઓ ! ક્રોધ કે અદેખાઇથી નહિ, પણ હું તમને હિતની લાગણીથી કહું છું કે—એ ધનથી જે મારી જગ જાહેર પાયમાલી થઇ, તેમ ઘણાની થઇ છે. માટે હું તમને હાથ જોડીને અરજ કરૂં છું કે એ વેપારને હવે નવ ગજના નમસ્કાર કરો.

આ વખતે મારે બુઢ્ઢા દાદાઓને પણ ભુલી જવા ન જોઇએ. બુઢ્ઢાઓને પનારે પડી બાળવયમાં વિધવા બનવાથી બાળાઓની શી હાલત થાય છે. તેમના અંતરાત્મામાં કેવો ઉકળાટ થતો હશે, તેમની જીંદગીનો એક એક દિવસ કેમ પસાર થતો હશે ! આ બધું બીન અનુભવી આપણો પુરૂષવર્ગ કોઇ રીતે જાણી કે સમજી શકે તેમ છેજ નહિ, તેવા અવતાર કે અનુભવ વિના એ વાંત પુરૂષોના ગળે ઉતરવી બહુ મુશ્કેલ છે. પરંતુ પુરૂષ વર્ગમાં ઘણાખરાઓને એવો તો અનુભવ થયો હશે કે ભર જુવાનીમાં તો શું પણ પચાશ કે સાઠ વરસ જેવડી મોટી અવસ્થાએ પોતાની સ્ત્રી સ્વર્ગવાસી થાય, તો તેઓ પોતાના ધનના બલે કોઇ બાર વરસની બાળાનો હાથ પકડવાને વરત તૈયાર થાય છે. આ તે કુદરતી કાયદો કે સ્વતાજન્ય કાયદો ? તેનો કોઇ ઇન્સાફ કરશો ? આ બધો અન્યાય પુરૂષોને કેવળ સંતાન (પુત્ર) પ્રાપ્તિની ખાતર કરવો પડે છે—એવી દલીલ પણ પાયા વિનાની છે. કારણકે પ્રથમ સ્ત્રીના પુત્રને ઘેર પણ પુત્ર હોવા છતાં તેઓ બીજી ત્રીજી કે પાંચમી વાર

વરરાજા થવાને તૈયાર થાય છે, પછી ભલે તેઓ દુન્યાના પરોણ્‌ દાખલ રહ્યા હોય. આ વિષયવૃતિ નહિ તો બીજું શું ? પેટ દુખતું હોય અને માથું કુટવા જવું—એ પોલ નહિ તો બીજું શું ? પોતાના અંતરમાં વિષયરૂપ વિષ વ્યાપ્ત છતાં સંતાનનું બાનુ બતાવીને એક કોમળ બાળાની જીંદગી બરબાદ કરવી—એ અન્યાય કે અંધાપો ? કોઇક તો વળી વૃદ્ધાવસ્થામાં પોતાની ચાકરીનું બાનુ બતાવે છે. પણ ભલા માણસ ! ટકા ખરચતાં દુન્યામાં ચાકરોની કયાં ખોટ છે ? બે પાંચ વરસની તમારી ચાકરીની ખાતર એક ઉછરતી બાળાની ઉછળતી ઇચ્છાઓને આગ લગાડી દેવી—એ અન્યાય કે અધમતા ? આ સ્થળે મારી હદ ઉપરાંતની અધમતાને માટે મને ચોધાર આંસુ આવે છે, અને મારૂં હૃદય તે પાપી વિચારના સ્મરણથી સળગી ઉઠે છે.

બંધુઓ અને જ્ઞાતિમાં આગેવાન ગણાતા શ્રીમંતો ! હું આપને હવે આ છેલ્લી અરજ ગુજારૂં છું કે જ્ઞાતિમાં આવો અન્યાય ચાલુ રહે તે જોવાને શું તમો રાજી છો? બળવાનના બે ભાગ અને નિર્બળની કાંઇ દાદ કે ફરીયાદ પણ કોઇ ન સાંભળે આ કહેવત હજી વધારે ભયંકર રુપ પકડે એવા સમયની શું આપ રાહ જોઇ બેઠા છો ? શું આપ એકત્ર થઇને તેવું કંઇ બળ વાપરી જ્ઞાતિમાં અન્યાય થતો અટકે તેવી હીલચાલ કરવાને શકિતમાન નથી ? ઝાઝા હાથ રળીયામણા આ નાનકડી કહેવત શું તમે કોઇવાર સાંભળી નથી ? મનગમતા નગદ નાણા સાટે નિર્દોષ બાળાઓ ધોળે દિવસે વેચાય એથી શું જ્ઞાતિનું ગૌરવ જળવાઇ રહે તેમ છે? જ્ઞાતિને સુધારવી એ શું આપની ફરજ નથી ? શું પોતાના કુટુંબ

અને પિંડને સુખી રાખવા પુરતીજ આપની ફરજ છે? જ્ઞાતિના ભલાને માટે તમારી શ્રીમંતાઇ કે સત્તાનો ઉપયોગ કરવા શું તમે ઇચ્છતા નથી? નહિ, બંધુઓ નહિ. જ્ઞાતિને તમ જેવા શ્રીમંત રત્નોની બહુ જરૂર છે. તમારી સોનેરી સ્હાયથી જ્ઞાતિ પોતાના ઉદયનો અવસર જોઇ શકશે.

જ્ઞાતિના શાણા સુકાનીઓ! અત્યારે પ્રમાદ સેવવાનો સમય નથી. હવે તો જાગો અને જ્ઞાતિરૂપ નાવને ઉદયના કિનારા તરફ લઇ જાઓ. એમાંજ તમારી બહાદુરી અને શોભા છે."

બસ, આ કરતાં વધારે કરમશી ભાઇથી આગળ લખી 'શકાયું' નહિ. હવે તેના હાથમાં લખવાની શકિત રહી ન હતી, તેની ઉમેદ હજી પણ વધારે લખવાની હતી. પરંતુ શરીરની દુર્બળ હાલતને લીધે આ સંદેશો અત્યારે તો તેને આટલેથીજ બંધ રાખવો પડયો. આ વખતે કરમશીભાઇ ઉઠવા જતો હતો, પરંતુ બહુ વિચાર કરવાથી તેનું મગજ ક્ષીણ થઇ ગયું હતું; તેથી તેને એકદમ તમ્મર આવી ગયા. આથી તે બેશુદ્ધ થઇને પથારી પર પડયો રહ્યો.

એવામાં લક્ષ્મી અચાનક ત્યાં આવી ચડી અને પેલા સંદેશાના પત્ર પર તેની નજર પડી. એ તાજા લખાયેલા પત્રની કેટલીક લાઇનો હજી સુકી પણ ન હતી. પોતાને વાંચતાં આવડતું હોવાથી તેણે તે પત્ર એકાંતમાં બરાબર વાંચી જોયો અને તેમાં પોતાના પિતાના એકાએક બદલેલા વિચાર જોઇને તેના મનને બહુજ સંતોષ થયો. પછી આ સંદેશાના પત્રની તેણે પોતાના હાથથી એક નકલ કરી લીધી અને તે નકલ પોતાના પિતાના જુના મિત્ર રવજીભાઇને મોકલી આપી. તે એવા હેતુથી કે "આ વિચારો રવજીભાઇ

મારફતે જ્ઞાતિમાં જાહેર થાય અને તેથી કેટલાક જ્ઞાતિ બંધુઓ તેવા અધમ રિવાજથી પાછા હઠી જાય. "

## ઉપસંહાર

પ્રિય વાચક ! તે પછી કરમશીભાઇ આ ફાની દુનીયાનો કેટલા દિવસનો પરોણો હતો, તે અમે કશું કહી શકતા નથી. પરંતુ એટલું તો ચોકકસ છે કે વાના દર્દની સાથે તેને છાતીની બળતરા તો હદઉપરાંત હતી અને તેથી તેણે લાંબો વખત જીવવાની પોતાની આશા પણ મુકી દીધી હતી.

બાળવિધવા લક્ષ્મી ખરેખર ! એક ભવ્યાત્મા હતી. પોતાના અવગુણી પિતાના અવગુણ તરફ નજર ન કરતાં તે ખરી લાગણીથી કરમશીભાઇની ચાકરી કરતી હતી. છેવટે ખરચી ખુટતાં મજુરી કરીને પણ તેણે પોતાના પિતાની સેવા બજાવવામાં કાંઇ બાકી ન રાખી.

આર્યાવર્તની અખંડ ટેકને નિભાવનાર આર્ય બાળાઓ ! તમને કોટીવાર ધન્ય છે ! ! !



# ગ્રાહકોનાં મુબારક નામો.

## નાગપુર

૫૧ શા. લાલજી ઠાકરશી
૫ શા. વાલજી જેઠા
૫ શા. લધુભાઇ મણશી

## કોટડી

૫ શા. શામજી દેવશી

## દુમરા

૫ શા. વેલજી મુરજી
૫ શા. ભાણજી દેવરાજ
૫ શા. વેલજી રણશી

## મુંબઇ

૧૦ શા. વેલજી મેગજી

## મુંબઇ.

૫ શા. કુરપાર ડુંગરશી
૫ શા. મુરજી ધારશી
૫ શા. નેણશી દેવશી
૫ શા. રતનશી હેમરાજ
૫ શા. જીવરાજ ભોજા
૫ શા. ઉમરશી રવજી
૫ શા. વેલજી હંસરાજ
૫ શા. દેવજી વીજપાર
૫ શા. દેવજી ભીમશી
૫ શા. તેજશી માલશી

## ધુલીયા.

૫ શા. જેઠુભાઇ રાધા